# બુઝાતો દીપક

અનુવાદક : કકલભાઈ કોઠારી

[ સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણિ : વર્ષ ત્રણું : ક્રમાંક ૬. ]

# બુઝાતો દીપક

: : ભાગ બીજો : :

અનુવાદક : કકલભાઈ કોઠારી





સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : : રાણપુર

# પ્રકાશકનુ નિવેદન

'સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી' તરફથી પ્રગટ થયેલા 'બુઝાતો દીપક'ના પ્રથમ ભાગને સુયોગ્ય સત્કાર મળ્યો છે. તેની પ્રથમાવૃત્તિની ૧૫૦૦ નકલો ખલાસ થઈ છે અને બીજી આવૃત્તિ છપાય છે. દરમ્યાન છેલ્લા મોગલ બાદશાહ બહાદુરશાહના પરિવારની વિશેષ દુઃખ કથાઓ 'બુઝાતા દીપક'ના આ બીજા ભાગ રૂપે પ્રગટ કરતાં મને હર્ષ થાય છે.

મોગલ સામ્રાજ્યના છેલ્લા વારસદારોની વિતક કથાઓ આપવાનું 'સૌરાષ્ટ્ર'માં શરૂ થયા પછી, એ પ્રકારનું કેટલુંક સાહિત્ય અન્ય લેખકોને હાથે, લેખો દ્વારા કે પુસ્તક સ્વરૂપે ગુજરાત ભાષામાં ન્યાય પામ્યું છે, છતાં જે શૈલિએ 'બુઝાતા દીપક'માં કથાઓ આલેખવામાં આવી છે તેથી તેની વિશિષ્ટતા અને નૂતનતા અખંડિત રહેતી હોવાથી આ કથા–માલા સાહિત્ય શ્રેણિ તરફથી પ્રગટ કરવાનું ચાલુ રાખ્યું છે. એ મુજબ આજે આ બીજો ભાગ પ્રગટ થાય છે અને થોડા વખતમાં ત્રીજો ભાગ પણ પ્રગટ થશે.

રાણપુર

અમૃતલાલ શેઠ

૨૮ : ૫ : '૨૬

## અનુક્રમ

# રાજકુમારીની ઈદ

મોગલ સામ્રાજ્યનો ધ્વંસ થયા પછી, બરાબર ત્રીશ વર્ષે, દિલ્હીના ઉંચા મિનારાઓ ઉપર સંધ્યાની આછી રોશની ઝગમગી રહી હતી. તેના સ્વચ્છ આસમાની આકાશમાં બીજનો ચંદ્રમા, શાંત સમુદ્રમાં નાનું હોડકું ખેલી રહ્યું હોય તેમ, ઘડીભર તરવરી રહ્યો હતો. એ સાંજે રમઝાન માસ પૂરો થતો હતો અને બીજી પ્રભાતે ઈદનું પર્વ હતું.

વૃદ્ધો અને બાળકો, મરદો અને ઓરતો, સૌ આંખો ખોડી ખોડીને બીજના ચાંદનાં દર્શન કરતાં હતાં અને દર્શન કરીને ધીરે સાદે પરવરદેગારનું નામ ઉચ્ચારતાં હતાં. આખું દિલ્હી ખુશ ખુશ હતું. સૌ મિત્રો બિરાદરોને મુબારકબાદી આપવા દોડાદોડ કરી રહ્યા હતા. ઘેર ઘેર આનંદ ઉત્સવ મંડાયા હતા. મિસ્કીનમાં મિસ્કીન મુસલમાનને ઘેર પણ મિષ્ટાન્નનું ભોજન થતું હતું. સારા વર્ષની મહેનત પછી, આ એક દિવસ આરામનો અને આનન્દનો ખુદાએ ઠરાવ્યો હોય તેમ સૌ, બધા સંતાપ ભૂલી જઈ, બચ્ચાંઓને ગોદમાં બેસાડી, મોજ માણી રહ્યા હતા. બહાદુરશાહના દિલ્હી–ત્યાગની કરુણ કથા જાણે ભૂલાઈ ગઈ હોય, કંપની સરકારે દિલ્હીની બજારોમાં હજારો માણસોની મેદની સમક્ષ લોકોને ફાંસીએ લટકાવ્યા એ વાતો જાણે વિસરાઈ ગઈ

હોય, ભૂતકાળમાં જાણે કશું જ ના બન્યું હોય, તેમ દિલ્હીના લોકોના મુખ ઉપર ગુલાબી પ્રકાશ રેલાતો હતો.

મોગલ-સંહારની ઘટના લોક-સ્મૃતિમાંથી ક્ષણભર સરી જાય: પણ માત્ર ત્રીસ વર્ષનો કાળ એને આ પૃથ્વી ઉપરથી સાવ ભૂંસી નાંખે એ અશક્ય હતું. એ જ્વાળા દિલ્હીના પરાનાં કેટલાંય ઝુંપડાંમાં હજી સળગ્યા જ કરતી. લોકો એ જોતાં અને દાઝતાં. તેમની એ સ્મૃતિ પાછી સજીવન થતી.

એવી, મોગલ-વિનાશના મૂર્તિમંત અવશેષ સમી એક મોગલ સ્ત્રી આ સાંજે તેની ઝુંપડીના બારણા આગળ બેઠી હતી. તેના ખોળામાં એક દોઢ વર્ષની બાળકી સૂતી હતી અને તેની પાસે એક દશ વર્ષનો બાળક રોતો ઉભો હતો. તે સ્ત્રીની ઉમર પાંત્રીશેક વર્ષની લાગતી. તેના મ્હોં ઉપર શ્યામ ગમગીની પ્રસરી હતી. આખો દિવસ રોઇ રોઇ સોઝી ગઇ હોય એવી તેની આંખો દેખાતી. તેના પતિ, પચાસ વર્ષની ઉમરે, બે માસની પથારી પછી, ત્રણ દિવસ પહેલાં જ વિદેહ થયા હતા. તે વિધવા થઇ હતી. દુનિયામાં હવે તેને કોઇનો ઓથ ન્હોતો રહ્યો. તેના પતિને કંપની સરકાર તરફથી રૂા. પાંચની જીવાઇ મળતી, તે પણ તે ગુજરી જતાં બંધ થઇ હતી.

તેની ઝુંપડી બહુજ નાની હતી. તેનું ભાડું ભરવાંના પણ તેની પાસે કેટલીએ વખત પૈસા ન રહેતા. ઝુંપડીમાં કશો જ સામાન ન્હોતો. જે કંઇ હતું તે માંદગીને બિછાને સૂતેલા પતિને ઔષધ અને દવા પૂરાં પાડવા વેચી નાંખ્યું હતું. માત્ર એક ખુણામાં નાનકડો ચુલો અને માટીનાં બે ચાર રાંધવાનાં ઠામ પડયાં હતાં. દિલ્હી આજે ઇદની સાંજે મિષ્ટાન્ન આરોગતું હતું, ત્યારે આ મોગલ રાજ-નારીને ખાવાને માટે લોટની ચપટી પણ ન્હોતી.

તેની દોઢ વર્ષની છોકરી દૂધ વિના તરફડતી હતી: અને

બાળક, પાડોશીઓના છોકરાઓનાં સુંદર વસ્ત્રો જોઈ નવાં વસ્ત્રો માટે રોતો હતો. પણ તે ક્યાંથી લાવવાં ! નિરાશામાં તે ઘડી ઘડીવાર આકાશ સામું જોતી અને ઘડીવાર જમીન ઉપર નજર ઢાળી દેતી. તૂટેલી માળામાંથી વેરાતાં મોતીની જેમ ધરતી ઉપર તેનાં આંસુ ટપકતાં હતાં.

* * * * *

તેના પતિનું નામ દિલ્દારશાહ. તેને બહાદૂરશાહ સાથે કેવા પ્રકારનો સંબંધ હતો તે દુનિયા ન્હોતી જાણતી. પણ તે બહાદૂરશાહના નિકટના સ્વજન હતા અને બળવા વખતે તેમને ખુબ ખમવું પડેલું એ પ્રસિદ્ધ વાત હતી.

બળવા વખતે તેમની ઉમર વીશેક વર્ષની હતી. લાલ કિલ્લો તૂટતી વખતે તેમને નાસવું પડેલું અને વર્ષો સુધી જીન્દગી બચાવવા ગામડાંમાં છૂપાતાં ફરવું પડેલું. એ વાત જ્યારે તે કહેતા, ત્યારે સાંભળનારની આંખો ઘડીવાર લાલ બનતી, તો ઘડીવાર આંસુ વરસાવતી. દિલ્દારશાહ, તેના છેલ્લા દિવસોમાં આ વાત અનેક વખત કહેતા. અને ત્યારે તેમને એટલું ઝનુન ચડતું કે તે પથારીમાંથી બેઠા થઈ જતા અને તેમના હાથની મુઠીઓ વળી જતી.

"મારી ઉમર વીશેક વર્ષની હતી, ત્યારે મારી નસોમાં જુવાની નાચતી. મારો બધો સમય હું શિકારની સહેલગાહમાં અને જંગલોમાં ભટકવામાં જ ગાળતો. મારી સાથે, મારા મિત્ર જેવો થઈ ગયેલો મારો વફાદાર નોકર રહેમાન અને મારી બહાદૂર ઘોડી સદાય સાથી તરિકે રહેતાં. હું મારી પાસે બહુ શસ્ત્રો ન રાખતો. ફક્ત એક લાંબો અને અણીદાર ભાલોજ મારા જમણા હાથમાં ધારતો. એ ભાલાથી મેં કેટલાય વાઘોને યમરાજની પાસે મોકલ્યા છે. મેં એટલા બધા વાઘો મારેલા કે

**મારા ઓરડાની આખી દિવાલ વાઘના ચામડાથી મઢાઇ ગયેલી. આજે પથારીમાં સૂતાં સૂતાં એ કથા યાદ કરૂં છું, ત્યારે મને કોણ જાણે શું યે થઇ જાય છે: જાણે મારી આંખો સામે જંગલોમાં એકલો ભટકતો એ જુવાન દિલ્દારશાહ દેખાય છે!**

"મારા પરાક્રમોથી હું મારા મિત્રોમાં અને બિરાદરોમાં પંકાતો. લાલ કિલ્લામાં હું હોઉં એટલો વખત કોઇ ઉંચે સાદે બોલી શકે નહીં એટલી મારી શે' પડતી. મોગલ સિપાઇઓની કવાયતમાં હું ખુબ રસ લેતો: અઠવાડીઆમાં બે વખત હું સૈનિકના પોષાકમાં કવાયતના મેદાન ઉપર જતો અને સિપાઇઓ પાસે કવાયત કરાવતો. મેદાન ઉપર હું જેટલો વખત રહેતો, તેટલો વખત મારા અણુએ અણુંમાંથી યુદ્ધની ઝંખના ઉઠતી. તે કાળ મોગલ બાદશાહતનો અસ્તકાળ હતો; સ્થળે સ્થળે બંડો થતાં અને હુલ્લડો જાગતાં; હંમેશાં, આ પ્રાંત છુટો થયો અને પેલો સુબો સ્વતંત્ર થયો એવા સમાચાર આવતા; ચોમેર અંગ્રેજોની સત્તા પ્રસરતી જતી; દરરોજ પ્રભાતે કેટલેક સ્થળેથી બહાદૂરશાહનાં માણસો તરફથી લશ્કરની માંગણી આવતી. એ વર્ષો રણજંગના જ હતાં; એ છતાં મારા કોડ અણપૂર્યા જ રહી ગયા. મેં કેટલી ય વખત બહાદૂરશાહને આજીજી કરી કે મને લડવા મોકલો: પણ તે કોણ જાણે શા માટે મારી તરફ ધ્યાન જ ન આપતા. તેને પોતાને લડાઇમાં અને લશ્કરમાં રસ ન્હોતો; જાણે તેમને આગમ સમજાઇ ગયું હોય, આવતો વિનાશ તે જોઇ ગયા હોય તેમ, તેમણે તૂટતા મોગલ સામ્રાજ્યને તૂટવા દીધું અને પ્રભુની બંદગીઓ જ ગાયા કરી. હું તેમની પાસે ઘણી યે વખત બેસતો; હું તેમને ઘણી યે વાર બાદશાહ તરિકેની ફરજો તરફ વિશેષ ધ્યાન આપવા વિનવતો; અને પછી તેમના મુખ સામું તાકીને જોઇ રહેતો; પણ મેં કદીયે તેમના ચ્હેરા ઉપર ગમગીની કે ચિન્તા ન જોઇ; ફક્ત, તેમની આંખોમાં પશ્ચાત્તાપની જ્વાળાઓ સળગતી દેખાતી.

"અંગ્રેજો તરફ મને મૂળથી જ અભાવ હતો. હું નાનો હતો ત્યારે લાલ કિલ્લામાં કોઇ કોઇ વખત અંગ્રેજ સિપાઇઓ કે સરદારોને જોઇ, મને તેમને બહાર કાઢી મૂકવાનું મન થતું; બાદશાહની કચેરીમાં કોઇ દિવસ અંગ્રેજ સરદારને બહાદૂરશાહની નજીક બેઠેલા જોતો, ત્યારે મારી આંખોમાં રોષ ભરાતો. ત્યાર પછી તો તેમની સત્તા દિવસે દિવસે વધવા લાગી: બહાદૂરશાહનો શહેનશાહી મુગટ ઝુંટવી લઇ, તે પોતાને માથે મૂકવાની તેમની મહેચ્છાઓ મને સમજાવા લાગી. એ કાળથી તેમના પ્રત્યેનો મારો અભાવ તિરસ્કારમાં પલટાઇ ગયો.

"એ પછી ૧૮૫૭ નું વર્ષ આવ્યું. પરદેશીઓની જામતી જતી સત્તા સામે, લુંટાયેલા રાજાઓએ અને તેમનાં લશ્કરોએ સામા થઇ બળવાનો ઝુંડો ઉડાવ્યો. ઠેર ઠેર લશ્કરી ટુકડીઓએ કંપની સરકારનાં હથિયાર કંપની સરકાર સામે ઉગામ્યાં; એ વખતે હું દિલ્હીમાં બહાદૂરશાહ બાદશાહની પાસે જ હતો. મારૂં કુટુમ્બ પણ લાલ કિલ્લામાં જ રહેતું. મારા કુટુમ્બમાં મારા પિતા, મારાં માતા અને મારી નાની બ્હેન હતાં.

"બળવાના સમાચાર સાંભળવામાં મને ખુબ રસ પડતો. લાલ કિલ્લામાં આવતા જતા દરેક સવારને હું પૂછતો અને તેમની પાસેથી જેટલું જાણી શકાય તેટલું જાણી લેતો. જ્યારે આપણી દેશી ટુકડીના વિજયની વાત સાંભળતો, ત્યારે મને બહુ આનંદ થતો : મને એ સિપાઇઓની સાથે ભળવાનો બહુ ઉત્સાહ હતો : પણ મને કોઇ જવા દેતું નહીં. આર અને આ બધો સમય બહાદૂરશાહના મુખ ઉપર તો ગ્લાનિ જ છવાયેલી રહેતી.

"દેશી ટુકડીઓની ફતેહ ઉપર ફતેહના વિજયસમાચાર જાણી મને મનમાં થતું કે અંગ્રેજોની જરૂર હાર થશે—અને સખ્ત હાર થશે—અને તેમને આપણો મુલક છોડી ચાલ્યા જવું પડશે : પણ ત્યાં તો ઠેર ઠેરથી પરાજયના ખબરો આવવા

લાગ્યા : અમુક ટુકડી પડી, અમુક સરદાર કેદ થયો અને અમુક કિલ્લો જીતાયો, એવા જ ખબરો સવારો લાવવા લાગ્યા. બીજી તરફથી કંપની સરકારનું લશ્કર દિલ્હી તરફ ચાલ્યું આવે છે એવી બાતમીઓ મળવા લાગી.

"અંગ્રેજોનું લશ્કર ઝડપથી ચાલ્યું આવે છે, એ જાણતાં છતાં, બહાદૂરશાહે રક્ષણની કશી તૈયારી કરી નહીં : તેણે તો બધું ખુદાની મરજી ઉપર છોડી દીધું. દિલ્હી લૂંટાય, કિલ્લો પડે, અમારા સ્વજનો અંગ્રેજ સિપાઇઓના સંગીનથી જખમાય, તેમની રોષિત નજર નીચે નિરાધાર બનીને ઉભા રહે, અને પોતે કેદ પકડાઇને એ બધું જોયા કરે, એ સ્થિતિ તેને સમજાવવા છતાં તેણે કાંઇ ના કર્યું. મને બહાદૂરશાહ પ્રત્યે પિતા જેટલો પૂજ્યભાવ હતો, તેમની પ્રભુભક્તિ જોઇને હું ઘણી યે વખત તાજ્જુબ થઇ જતો; અને હું યે પ્રભુમાં આસ્થા રાખનારો હતો : એ બધું છતાં, તેમની આ પ્રકારની નિષ્ક્રિયતા મને ન રૂચી : પહેલી જ વખત મને તેમને માટે લાગ્યું કે બહાદૂરશાહ તેમની ફરજ ચુકે છે : બાબર અને અકબર જે તખ્ત ઉપર બેસતા, તે ઉપર બેસનારે તો જીવનાન્ત સુધી, મળે તેટલાં જૂજ સાધનો લઇને પણ દુશ્મનો સામે ઝુઝવું જ જોઇએ અને આવે વખતે રણાંગણમાં જ દેહ પાડવો જોઇએ. પણ બહાદૂરશાહ તો સ્થિર રહ્યા. તેમણે હાથમાંથી માળા નીચી ન મૂકી તે ન જ મૂકી અને સમશેર ન ઉપાડી તે ન જ ઉપાડી.

"મને લશ્કર તૈયાર કરીને અંગ્રેજોની સામે જવાની ઇચ્છા થતી : મેં તે ઇચ્છા કેટલાયને કહી : પણ હું ત્યારે બાળક ગણાતો, અનુભવ વિનાનો જુવાન લેખાતો. મને સૌએ હસી કાઢયો. મહાસાગરનાં નીર વાટકે વાટકે ઉલેચવાનો એ પ્રયત્ન છે એમ મને જવાબ મળ્યો. કિલ્લાના સૌ માણસો મુંઝાઇ ગયેલા; સૌ જાન બચાવવાની—નાસવાની તૈયારીમાં પડયા હતા : કોઇને

મોગલ સામ્રાજ્ય આટલી સહેલાઈથી જમીનદોસ્ત થઈ જાય છે એ વાતની લગીરે ચિન્તા ન લાગતી. એમાં મારી ન્હાસી જવાને બદલે અંગ્રેજો સાથે યુદ્ધ કરીને જાન કાઢી આપવાની વાત કોને રૂચે ? હું નિરાશ થઈ ગયો.

"એક દિવસ એકાએક ખબર આવ્યા કે અંગ્રેજી લશ્કર દિલ્હી ઉપર ચાલ્યું આવે છે: ત્યાંસુધી સૌ ન્હાસવાની છુપી છુપી તૈયારીઓ કરતા હતા. તે દિવસે બહાદુરશાહે પોતાના પરિવાર અને પ્રિય માણસોને કોઈ બીજે સલામત સ્થળે લઈ જવા અમુક સૈનિકોને તૈયાર કર્યા. અમારે પણ ન્હાસવાનું નક્કી થયું. મારા પિતાએ બધી તૈયારીઓ કરી રાખેલી. મને એ કોઈ રીતે ગમતું ન્હોતું: પણ હું લાચાર હતો. મારા પિતા પાસે મારૂં કાંઈ ન ચાલતું. મારે તેમની આજ્ઞાને અધીન થવું પડ્યું.

"અંગ્રેજોએ દિલ્હીના દરવાજા તોડયા અને આગળ વધી લાલ કિલ્લા ઉપર આક્રમણ શરૂ કર્યું. ત્યારે કિલ્લામાં રહેનારા સૌની સ્થિતિ જોવા જેવી હતી. કુટુમ્બીઓ હતા તે કુટુંબને સાથે લઈ રખડતા બની, ભટકતા હતા અને ન્હાસવાનો માર્ગ શોધતા હતા. સિપાઈઓ હતા, તેમાંથી કેટલાક આ સાંભળીને જ ચાલ્યા ગયેલા, કેટલાકને બાદશાહના પરિવાર સાથે જવાનું હતું: અને બાકી જે થોડાઘણા રહ્યા તેઓ સિપાઈગીરી કરવા દરવાજા પાસે ઉભા હતા. પણ તેમના પગમાં જોર ન્હોતું; તેમના ઉરમાં ઉત્સાહ ન્હોતો; તેમના મ્હોં આવતા મરણની ઉંડી ફાળથી કાળાં થઈ ગયાં હતાં. બધા ન્હાસી જતા હોય અને તેમને અંગ્રેજ લશ્કરનો કિલ્લામાં પ્રવેશ જરા મોડો થાય એટલા માટે જ ત્યાં ઉભા રાખવામાં આવતા હોય, એ સ્થિતિમાં તેમનો ઉત્સાહ કેમ જીવતો રહે ! તેઓ પણ જાન બચાવવાની બારીઓ શોધતા હતા: અને મને લાગે છે કે અમે સૌ ગયા પછી, તેઓ પણ લાગ મળ્યો હશે તો જરૂર ચાલ્યા ગયા હશે.

●

"અમે લાલ કિલ્લો છોડયો ત્યારે રાત્રિ જામતી જતી હતી. ચોમેર અંધકાર વ્યાપ્યો હતો. દિલ્હીમાં પણ સર્વત્ર અંધારું હતું: માત્ર તારાઓનો આછો પ્રકાશ આંખોને દોરતો હતો.

"અમે એક રથમાં નીકળ્યા હતા. માતા અને બ્હેન અંદર બેઠાં હતાં. હું બહાર સારથીના સાથે બેઠો હતો. મારા પિતા ઘોડા ઉપર પાછળ ચાલતા હતા. અને તેમની સાથે મારો વફાદાર રહેમાન તેની વહાલી ઘોડી ઉપર હતો. સારથી મારા પિતાનો ખાસ માણસ હતો. તે ઉતાવળથી રથને હાંકયે જતો હતો. અમે ગાઝીયાબાદને માર્ગે જઇ રહ્યા હતા.

"અમે નીકળ્યા ત્યારે દિલ્હીમાં તોપોના અવાજ સંભળાતા હતા અને કાળું ભુમરાણ થઇ રહ્યું હતું. એ બધું કલાક–દોઢ કલાક સુધી સંભળાયા કર્યું. હું તે સાંભળતો અને મારા કાળજામાં કોઈ ભાલાના ઘા કરતું હોય એટલી વેદના થતી; પણ હું રથમાં બેઠો હતો અને મારા પિતા મારી પાછળ ચાલ્યા આવતા હતા. એટલે મારાથી સળવળાય તેમ પણ ન્હોતું.

અમે કયાંય થોભ્યા વિના અમારો રથ આગળ જ ચલાવ્યો. હવે તોપોનો અવાજ કે લોકોનાં ભુમરાણ ન્હોતાં સંભળાતાં; પણ અંગ્રેજ લશ્કર કયાંકથી ઓચિંતું નીકળી આવીને અમને ગીરફતાર કરી લેશે તો? એવી બીક તો મનમાં રહ્યા જ કરતી.

"અમારો રથ હીંડન નદીને કાંઠે પહોંચ્યો. પિતાએ ચોતરફ નજર કરીને કયાંયથી બીનિ જેવું ન લાગવાથી, ત્યાં થોડી વાર ઉતરવાનું કહ્યું. અમે સૌ રથમાંથી નીચે ઉતર્યાં અને ન્હાં ધોઇ સાથેનું ભાતું ખાવા બેઠાં. પિતાજી પણ અમારી સાથે બેઠા. તેમણે તેમનાં હથિયાર અને શીરપેચ ઉતારી પાસે મૂકયા. માત્ર રહેમાન તેની ઘોડી ઉપર આસપાસ ફરતો ચોકી કરતો હતો.

"અમારાં સૌનાં દિલ ઉદ્વેગમય હતાં. મને આ રીતે ન્હાસી જવું એ નામર્દાઈભર્યું લાગતું હતું. પિતાજીને ક્યાં જવું અને કેમ રહેવું એ ચિન્તા થતી હતી. માતા અને બ્હેન તો આ આફતથી સાવ મુંઝાઇ ગયાં હતાં. એમાં ખાવાનું શે ભાવે ! પણ પાછાં કોણ જાણે કયારે ખાવાની વેળા મળશે, એ વિચારે અમે જેમ તેમ કરીને થોડું થોડું ખાઇ લીધું.

"અમે હજી ખાઇને હાથ ધોતાં હતાં, ત્યાં તો રહેમાન વેગબંધ તેની ઘોડી દોડાવતો અમારી પાસે આવ્યો : અને એકદમ લગામ ખેંચી તેણે ઘોડી ઉભી રાખી. હાંફતાં હાંફતાં અને તુટેલા શબ્દોમાં તેણે સમજાવ્યું કે 'થોડાક ખેતરવા દૂર અંગ્રેજ લશ્કર આ તરફ ચાલ્યું આવે છે.' લશ્કરને જોઇને રહેમાન તે ખબર પહોંચાડવા તરત જ પાછો ફરેલો, પણ લશ્કરમાંથી મોખરે ચાલતા ઘોડેસ્વારો પણ તેને જોઇ ગયેલા અને તેને ભાગતો ભાળી, દુશ્મનનો માણસ માની, તેની પાછળ ગોળીઓ છોડેલી. રહેમાન તેમાંથી બચી જઇ અમને ખબર આપવા આવ્યો. તેનો શ્વાસ રૂંધાતો હતો, તેના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં જામ્યાં હતાં, મૃત્યુના જડબામાંથી માંડ માંડ ઉગર્યો હોય એવી બીકની નિસ્તેજતા તેના મુખ ઉપર છવાઇ હતી. એટલા ખબર આપ્યા પછી તે કશું વિશેષ કહી શકયો નહીં. અંગ્રેજ ફોજ અમારી તરફ ધસી આવતી હતી.

"એ સમાચાર સાંભળીને પિતાજી સફાળા ઉભા થયા. ઉતાવળે ઉતાવળે માથે શિરપેચ મૂકયો અને હથિયાર હાથમાં લીધાં. તે દરમ્યાન પાસે બેઠેલા સારથીને નજીકના ઝાડે બાંધેલ ઘોડો લાવવા આજ્ઞા આપી. સારથી ઘોડો લાવવા દોડ્યો અને પિતાજી તૈયાર ઉભા. અંગ્રેજના ઘોડા અમારી સામે જ દોડયા આવતા હતા.

" માતા અને બ્હેન તો જાણે ધરતીકંપ થયો હોય તેમ ધ્રુજી ઉઠયાં : ફુઈબ્હેનનાં મ્હોંમાંથી ચીસ નીકળી પડી. તેણે તેની એ બાર વર્ષની ઉમરમાં કદ્દાયે આવો દહાડો નહીં જોયેલો : તેમ આવી વીરતાની વાતો પણ નહીં સાંભળેલી. તેને તો નાનપણથી સંગીતનો શોખ લાગ્યો હતો : એટલે તે આખો દિવસ અમારા બંગલાની અગાસીમાં બેસી તેની વીણા જ વગાડયા કરતી. માતાને પણ આવો એકે અનુભવ ન્હોતો થયો. તે શાન્ત સ્વભાવનાં હતાં. પણ . આવે વખતે તેમની શાન્તિ ડુલ થઈ જતી. માતા અને બ્હેન જાણે થંભી ગયાં. તેમને ઘડીભર હીંડન નદીનાં નીર વહેતાં અટકી ગયાં લાગ્યાં.

" હું યે, મારા અન્તરની વાત નિખાલસતાપૂર્વક કહી આપું તો, એ સમાચાર સાંભળીને પ્રથમ તો સાચે જ કમ્પી ઉઠયો હતો. મારી એ બહાદૂરી અને મારા યુદ્ધના એ મનોરથ : મારૂં ખમીર બતાવવાના મારી એ મુરાદ અને આમ ન્હાસીને જંગલમાં મરવા કરતાં રણશય્યા કરવાની મારી એ હોંશ : એ બધું જાણે મને તજીને ચાલ્યું ગયું. પણ એ આઘાત હતો. મારે માથે વીજળી પડી હોય એવો મને ક્ષણભંગુર આંચકો લાગેલો. હું તરતજ સ્વસ્થ થયો : અને એ અંગ્રેજ સૈનિકોની સામે થવાને ઉભો થયો. મારા પાસે મારા શસ્ત્રમાં એક સરસ તરવાર સિવાય કશું જ ન્હોતું. હું કાંઈ કરી ન બેસું, એ કાળજીથી મારા પિતાએ મારાં બધાં શસ્ત્રો પણ મારી પાસેથી લઈ લીધાં હતાં. પ્રેમનો અતિરેક કેટલીક વખત કેવો અકલ્યાણમય અને અનર્થકારી થઈ પડે છે ! આ વખતે મારી પાસે હથિયાર હોત તો પિતાજીને એકલા ઝુઝવું પડ્યું તેને બદલે હું તેમની પડખે તેમનો જમણો હાથ બનીને કેવી મદદ પૂરી શકયો હોત ! મને લાગે છે કે છેલ્લી ઘડીએ પિતાજીને એ વાત સમજાઈ હતી. પણ લાચાર !

" એમ વિચાર કરતાં મેં બીજાં હથિયાર મેળવવા આસ-

પાસ નજર નાંખી. પાસે જ રહેમાન તેની ઘોડી પાસે ઉભો હતો. ઘોડીના જમણા પગમાંથી લોહીનો ધોધ વહે જતો હતો અને રહેમાન તેના સામે નિરાશામાં જોઇ રહ્યો હતો. હું તેની પાસે ગયો અને તેના હથિયાર મને કાઢી આપવા કહ્યું. રહેમાન મારી આજ્ઞા મુજબ હથિયાર ઉતારી આપતો હતો અને હું અધીરો બનીને તેની સામું જોતો ઉભો હતો, ત્યાં તો મારા ઉપર પાછળથી છાપો પડયો. હું પાછું વાળીને જોઉં તો વાઘ જેવા વિકરાળ ચ્હેરાવાળા બે અંગ્રેજ ઘોડેસ્વારોએ મને ઘેર્યો હતો. મારી છાતીએ દોરડાના બંધ ઉપર બંધ દેવાયે જતા હતા. હું તેમના હાથમાં કેદી બન્યો હતો.

" હું રહેમાનની પાસેથી હથિયાર લેવા દોડયો, ત્યારે જ મેં અંગ્રેજ સિપાઇઓના ઘોડાને આવતા જોયા હતા. પણ અંતરની ગણતરી કરવામાં મારી આતુરતાએ મને કાં તો ભૂલ ખવરાવી અને કાં તો ગાફલ બનાવ્યો. મારા મનમાં એમ હતું કે હમણાં જ હથિયાર લઇને તેમની સામે જઇશ; પણ એ તો મનમાં જ રહી ગયું. રહેમાન અને અમારો સારથી પણ કેદ થયા. માતા અને બ્હેનને ઘેરીને પાંચેક ઘોડેસ્વારો ઉભા હતા. મારા પિતા તેમના ઘોડા ઉપર ચડે તે પહેલાં તો તેમના ઉપર પણ હુમલો થયો. તેમણે નીચે રહીને ઘા કરવા માંડયા.

" હું તો કેદી બનેલો, એટલે દૂર ઉભા ઉભા આ ઝપા-ઝપી જોયા શિવાય મારે માટે બીજો કોઇ માર્ગ ન્હોતો. મારા દિલમાં તીવ્ર દુઃખ થતું હતું. થોડે જ દૂર બીજી ફોજ અમારી તરફ ચાલી આવતી હતી.

"મારા પિતાની સ્થિતિ, દેખીતી રીતે જ, લાચાર હતી. તે નીચે ઉભા હતા અને તેમના ઉપર આક્રમણ કરનારા અશ્વો ઉપર હતા. તે એકલા હતા અને સામે અનેક માણસો હતા. તેમની ચોમરદમ નિરાશા છવાયેલી હતી : તેમની સામે તેમની સ્ત્રી

અને પુત્રી રૂદન કરતાં ઉભાં હતાં, તેમનો જુવાન પુત્ર કેદીની દશામાં ઉભો હતો, તેમના સારથીને ખંભે દોરડાં બંધાતાં હતાં, તેમના રહેમાન ઉપર તલવાર ઉગામીને એક સૈનિક તેને દબાવીને ઉભો હતો અને તેમના શત્રુઓ વિજયની મદિરા પીને ઉન્માદમાં ખેલતા હતા. એ સ્થિતિમાં પતાજી શું કરે ! કેટલાને મારે ? કેટલાના ઘા ઝીલે ? એ છતાં પિતાએ અંત ઘડીએ જે પરાક્રમો કર્યાં છે, તે તો મોગલ સરદારની કીર્તિને વિશેષ ઉજ્જવળ કરે એવાં છે. એ આજે યાદ આવતાં, ગવમાં મારી છાતી ફુલી જાય છે, મારી માંદગી ઘડીભર ઉડી જાય છે. મારા પિતા જેવા ફક્ત પંદર જ સરદારો બહાદુરશાહની પડખે હોત, તો મોગલ સામ્રાજ્યનો અંત આવો કરૂણ ન હોત. તો તો ભારતવર્ષની તવારીખ પલટાઇ ગઇ હોત. બહાદૂરશાહના પુત્રોને દિલ્હીની બજારોમાં ભિખારી બનવું પડ્યું, બહાદૂરશાહની પુત્રીઓને જંગલમાં લુંટાવું પડ્યું અને મારે—બહાદૂરશાહના સ્વજનના અને નામીચા સરદારના પુત્રને—આમ ગરીબીમાં છેલ્લા દિવસો વીતાવવા પડે છે, એ દશા બહાદૂરશાહના અનુગામીઓની, મુગલ સામ્રાજ્યના વારસોની કદાપિ ન હોત. પણ એ તો થયું. જેમનામાં શુરવીરતા અને સામ્રાજ્યને માટે ભાવ હતો તેમને સામ્રાજ્યના રક્ષણ અર્થે, ઝુઝવાની કોઇએ તક આપી નહીં. તેમનો ઉપયોગ કરનાર કોઇ ન્હોતું. ઉલટું, સૌ એ આગને ઠારવાના પ્રયત્નો કરતા. મારા પિતાને એ સ્થિતિ કેટલાય વખત થયા સમજાયેલી : એટલે જ તેમણે દિલ્હી છોડેલું. ઓ હો ! તેમણે એ અંગ્રેજોની પલટણને એક ઘડી સુધી જે વીરતાથી હંફાવી, તે વીરતાનો ઉપયોગ દિલ્હી દરવાજા પાસે અંગ્રેજ લશ્કરનો સામનો કરવામાં થયો હોત ! એવા વીરોની ફોજ કેસરીયાં કરીને અંગ્રેજો સામે ઉતરી પડી હોત ! પણ તે અશક્ય હતું. કાળનું નિર્માણ જુદું હતું. મોગલ સામ્રાજ્યના વિનાશની ક્રિયા તો મોગલ બાદશાહ આલમશાહના કાળથી શરૂ થઇ ગઇ હતી. આલમશાહના કાળમાં સામ્રાજ્યનો

વિસ્તાર ખુબ વિશાળ હતો; ત્યારે મોગલ સૈનિકોની આણ ઠેઠ દક્ષિણમાં સમુદ્રકિનારા સુધી અને ઉત્તરમાં હિન્દુકુશના ગિરિશિખરો ઉપર ફરતી; ત્યારે મોગલ શહેનશાહની જોહુકમી સામે કે તેની ધર્માન્ધતા સામે બલિહમાં બલિષ્ઠ પણ એક અક્ષરે ન બોલી શકતા.. એ છતાં, મોગલ સલ્તનતની ઘોર ખોદવાનું તો બાદશાહ આલમશાહે જ આરંભ્યું. જેમ બીજા બાદશાહો તેમની હૈયાતીમાં, તેમની પોતાની કબરની અને તેના ઉપર ઉભી કરવાની ભવ્ય ઇમારતની તૈયારીઓ કરી રાખતા, તેમ આલમશાહે પોતાની કબરને બદલે શહેનશાહતની કબરની અજાણતાં તૈયારીઓ કરી. તેના સ્વર્ગવાસ પછી તો એ કામ ઝપાટાબંધ ચાલ્યું. બહાદૂરશાહ તખ્ત ઉપર આવ્યા, ત્યારે તો સામ્રાજ્યની કબર રચાએલી તૈયાર હતી; સામ્રાજ્યનો વિનાશ પણ થઇ ચુકયો હતો. ત્યારે તો માત્ર તેની લાશનો જનાજો કાઢી તેનું દફન કરવા સૌ કબ્રસ્તાન ભણી જતા હતા. ખુદાએ બહાદૂરશાહને એ મૈયતને મોખરે ચાલવાનું સોંપ્યું અને તે મુજબ તે ભક્ત બાદશાહ વર્ત્યો. લાશને ઉઠાડી તેમાં નવા પ્રાણ પૂરવાનું તેનામાં સામર્થ્ય કયાંથી હોય ? એટલે આ બધું ખુદાની મરજીથી થતું હતું. એ વિધાતાનું વિધાન હતું.

"મારા પિતા ચારે તરફથી ઘેરાઇ ગયા હતા. તેમના ઉપર ચારે તરફથી ઘા પડતા હતા. તે બધાનો તે બહુ જ બહાદૂરીથી ઉત્તર દેતા હતા. તેમણે બે અંગ્રેજોને તો, તેમના ઘોડા સુધી કુદી તલવારને ઝાટકે ઠાર કર્યા : અને પાંચછને જખ્મી કર્યા : એમાંથી એકનો ઝખમ તો જીવલેણ જ હતો. તે મારા પિતાની તલવાર ખાઇ નીચે પડયો તે ઘડીએ જ તેનાં આંતરડાં બહાર નીકળી પડયાં હતાં. પણ એ દરમ્યાન મારા પિતાજીનું શરીર ચાળણી માફક વિંધાઇ ગયું. તેમની છાતી અને પીઠ ઉપર અનેક તલવારો ઝીંકાણી. તેમના ખંભા ઉપર અને માથામાં બેસુમાર ગોળીઓ વાગી. અનેક સંગીનોએ અને ભાલાએ તેમના શરીરમાંથી લોહીના ધોધ વહેતા કર્યા. એક સંગીન તો તેમની

ગાંધમાં ક્યાંય સુધી ખુંચી ગયું. એ બધું છતાં, દરેક નવા પ્રહાર સાથે તેમની વીરતા વધતી જતી : તે વધારે ને વધારે મરણીઆ બનતા જતા. છેવટે, અનેક શસ્ત્રબદ્ધ સિપાઈઓની વચ્ચે સપડાએલો વનકેસરી, એકલો અને અશસ્ત્ર, જેટલું ઝુઝાય તેટલું ઝુઝ્યા પછી જેમ વીરતાપૂર્વક પડે તેમ, મારા પિતા, માથામાં તલવારનો કારમો ઘા વાગવાથી પડયા. પડયા પછી યે તેમના હાથમાંની સમશેરે થોડીવાર સુધી આમ તેમ ઘુમ્યા કર્યું. તેમણે પણ ખુબ પછાડા માર્યા : બેએક વખત કેડભેર થઇ ગયા : પણ પાછા પડી ગયા. અંતે તેમને મુર્છા આવી : તેમની આંખો, જ્યાં મારી માતા અને બ્હેન ઉભાં હતાં તે દિશામાં ફાટી રહી : તે કશું બોલી ન શકયા. તેમને કહેવાનું બધું તેમની ફાટી રહેલી આંખો કહી રહી હતી. તેમને એ અબળાઓની ફીકર થતી હતી. પણ તેમને આશ્વાસન દેવા જવાની તાકાત મારામાં ન્હોતી. મારા શરીર ઉપરનાં બંધનો મેં હચમચાવ્યાં : પણ તે તૂટવાને બદલે વધારે સખ્ત બન્યાં : હું દાંત કચકચાવી, નિરાશ બની મારી જગ્યાએ ઉભો રહ્યો.

"મારા પિતા મૃત્યુ પામ્યા એની મને ત્યારે જ ખબર પડી કે જ્યારે તેમના સુકાતા કંઠમાંથી 'પાણી પાણી' એમ ધીમી ચંખના મેં સાંભળી. મારા પિતાજીને ગળું ભીંજવવા મરતી વખતે પાણીનું ટીપું યે ન મળ્યું, એ દુઃખ મને અંગ્રેજ સૈનિકોની નિષ્ઠુરતા જોઇને સવિશેષ આકરૂં લાગ્યું. પિતાજી તો વીર પુરૂષની માફક રણશય્યા રચીને સદાયને માટે સુતા. તેમની આંખો મીંચાઇ ગઇ. અને હું અને મારી માતા અને મારી બ્હેન એ દિલ ચીરતું દશ્ય નિઃસાસો નાંખીને જોઇ રહ્યાં.

"અને પછી તે સિપાઇઓએ મારા પિતાના મૃત દેહ ઉપર જે અધમાચાર ચલાવ્યો, તે તો મારાથી કે કોઇથી ન જોઇ શકાય તેવો હતો. તેમણે પિતાનાં લુગડાં ઉતારવા માંડયાં: તેમનું શરીર ચુંથવા માંડ્યું. આ મારાથી ન જોઇ શકાયું. મારી

આંખે અંધારાં આવવા માંડ્યાં. મારા પગ ધ્રૂજવા લાગ્યા. હું પડ્યો. મને મૂર્છા આવી.

"મારી મૂર્છા ઝાઝીવાર ન ટકી. મને બાંધેલાં દોરડાં નિર્દયતાપૂર્વક ખેંચાવા લાગ્યાં. હું બેભાન બની ગયો હતો, તો યે મારાથી એ આંચકા ખમી શકાયા. હું જાગ્યો: પણ મારી વ્યથાની કોઈ સીમા ન્હોતી. મારા વાંસામાંથી લોહી ચાલ્યું જતું હતું, એની કાળી બળતરા મારાથી ન્હોતી સ્હેવાતી. સામે જ મારી બ્હેન અને માતાની લૂંટ ચાલતી હતી.

"પિતાની લાશને ચુંથી લીધા પછી તેમણે મારી માબ્હેન ઉપર આક્રમણ કર્યું. તેમનાં શરીર ઉપર ન્હોતાં આભૂષણો કે ન્હોતાં સારાં વસ્ત્રો. એ છતાં, તેમનાં વસ્ત્રો ઉતારી એ દુષ્ટોએ માતાના અને બ્હેનના અંગની ઝડતી લેવા માંડી. માતા અને બ્હેન આકાશની યે છાતી ફાટી જાય એવો કરૂણ પોકાર કરતાં હતાં. પરદેશીના હાથના સ્પર્શે તેમનો જાન જતો હોય એટલું તેમને દુઃખ થતું હતું. પણ અમારી લાચારીનો કોઈ અંત ન્હોતો.

"તેમણે માતાના કાનમાંથી કોકરવાં અને બ્હેનના નાકમાંથી નથડી બળજોરથી કાઢી લીધી. માતાએ કોકરવાં પોતાને હાથે ઉતારી આપ્યાં; પણ બ્હેનના નાકમાંથી નથડી એમ નીકળી શકી નહીં; એટલે એમનામાંથી એકે આગળ આવી તે જોરથી ખેંચી. નાક તોડીને નથડી બહાર આવી. બ્હેનના મ્હોંમાંથી ચીસ નીકળી પડી.

"એ સિવાય માતાના કે બેનનાં અંગ ઉપર તો કશું જ ન્હોતું. જે કંઈ હતું તે અમારા રથમાં પડ્યું હતું અને ઝવેરાતનો દાબડો પિતાની છાતીએ હતો. તે તો તેમણે, મને લાગે છે કે, હું મૂર્છામાં હતો ત્યારે જ પિતાની ઝડતી લઈને કાઢી લીધો હતો. હવે તેઓ રથ તરફ વળ્યા અને જે કંઈ લેવા જેવું લાગ્યું તે તેમણે હાથ કરી લીધું.

"જેટલો વખત તેમણે લૂંટ ચલાવી, તેટલો વખત હું નિરાધાર દશામાં એ બધું જોતો ઊભો હતો. એ બધો વખત મારા મનમાં તેમની પાશવતા અને તેમના ઝનુન ઉપર જ વિચાર આવ્યા કરતા હતા. અમે કદીયે તેમને કશુંએ નુકશાન નહોતું કર્યું: અમે કોઈ દિવસ કંપની સરકારનો કશો જ અપરાધ નહોતો કર્યો: તેમ મોગલ સામ્રાજ્ય સંહારવાના તેમના કાર્યમાં અમે કશી અડચણ નાખી નહોતી; અને જ્યારે એમનો અને અમારો ભેટો થયો, ત્યારે તો અમે સાવ લાચાર સ્થિતિમાં હતાં: અમે આ કલંકિત જીંદગીને થોડાં વર્ષ લંબાવવા કુપો ખુણો શોધવા શાન્તિપૂર્વક ચાલ્યાં જતાં હતાં. એ છતાં અમે જાણે કંપની સરકારનો જબરદસ્ત દ્રોહ કર્યો હોય, કોઇ અક્ષમ્ય અપરાધ કર્યો હોય, કેટલાય વખત થયાં જેની શોધ કરતા હોય એવા બળવાખોરો માંડમાંડ પકડાયા હોય, તેમ તેઓ અમારા ઉપર તૂટી પડયા. તેમની જગ્યાએ કોઈ વિશેષ ઉદારતાવાળા સૈનિકો હોત તો, અમારી કથની સાંભળી, કશું જ કર્યા વિના પાછા જ ફરી ગયા હોત. મોગલ સૈનિકોની અને રાજપૂત યોદ્ધાઓની એવી ઉદારતાના કેટલાય દાખલાઓ ઇતિહાસને ચોપડે છે : મેં પણ એવું કેટલું યે મારી નજરે જોયું છે: પણ આ પરદેશીઓને તો મોગલ નામની સામે વેર હતું: તેમની આંખોમાંથી તો હિંદીઓને જોઇને ઝેર વરસવા માંડતું હતું. સ્ત્રી–સન્માનને માટે પંકાયેલા ઇગ્લાંડના આ પુત્રો હિન્દી સ્ત્રીઓને લૂંટવામાં કશો બાધ ન ગણતા. તેમને એ રીતે જ કેળવવામાં આવતા. દિલ્હી પડયા પછી તેમણે દિલ્હીના વાસીઓ ઉપર જે કેર વરસાવ્યો છે તે તો, જેમણે એ જાતે ન જોયો હોય કે ન અનુભવ્યો હોય, તેમની કલ્પનામાં પણ ન આવી શકે એવો હતો. મેં એ જાતે જોયો છે. ત્યારે હું દિલ્હીની ગલ્લીઓમાં એકલો અને ઘરબાર વિનાનો ભટકતો. એ સીતમનાં દશ્યો જાતે જોતો અને ત્રાસતો. રાત્રે નગર બહાર આવી આખી રાત આકાશ સામું જોઈ બેસી રહેતો અને તારાઓને પૂછયા કરતો કે: સામ્રાજ્યોના ઉદય અને

અસ્ત આવા વેદનાભર્યા હોય છે? અનેક સામ્રાજ્યોના ઉદય અને અસ્ત નીરખનાર એ તારકો જવાબમાં તેમની ઝીણી પ્રકાશવંત આંખો જરા મટમટાવતા.

"લૂંટનું કામ ખલાસ કર્યા પછી, છુટા છવાયા ફરતા બધા સિપાઈઓ ભેગા થયા, અને મને આગળ કરી તેમને માર્ગે ચાલવા લાગ્યા. મારી દોરીઓ ઝાલી બે સિપાઈઓ પાછળ ચાલતા હતા. માતા અને બ્હેનને અને પિતાની લાશને તેમણે ત્યાં જ રઝળતાં રહેવા દીધાં.

"મને કેદી બની જતો જોઈ, બ્હેને 'ઓ ભાઈ, ઓ ભાઇ,' એમ બુમો પાડવા માંડી. પણ તેનું કોણ સાંભળે? સિપાઇઓને તો એ દયાર્દ્ર બનવાને બદલે હસાવનારૂં નાટક લાગ્યું. હું પાછું વાળી જોતો હતો, અને બ્હેનનું અને માતાનું બની શકે તો મુખ જોઈ લેવા મથતો હતો: પણ ત્યાં તો સિપાઇઓનો 'ચલો'નો કોરડો મારા પગને ચમકાવતો હતો.

"માતા પણ મને જતો જોઇને શાંત ન રહી શકી. તેના મુખમાંથી પણ ચીસો નીકળવા લાગી. એ મેં ક્યાંય સુધી સાંભળ્યા કરી: 'મારી આંખોના નુરને, મારા જીવને, મારા લાલને, ખુદાની ખાતર છોડી દ્યો. તમે મારા સ્વામીને આ માટીમાં રગદોળ્યો: તેનો જાન કાઢી લીધો. હવે તો અમ અનાથ ઉપર થોડી દયા કરો! હું વિધવા હવે કોનો આશરો શોધીશ? હવે મારી જીંદગી ક્યાં કાઢીશ? ખુદા! મારૂં કલેજું ફાટી જાય છે. ઓ કોઈ આવો! મારા દિલ્દારને મને પાછો અપાવો. ઓ, કોઈ અકબરને અને શાહજહાંને તેમની કબરમાંથી ઉઠાડો અને બતાવો કે એમના વારસોની આ દશા છે! ઓ દિલ્દાર!'

"હું એ સાંભળતો હતો: સૈનિકોએ પણ એ આર્ત ચીસો સાંભળી. પણ તેઓ તો ઝપાટાબંધ તેમનો માર્ગ કાપી રહ્યા

હતા અને મને જરા ધીમો પડતો જોતા, તો મારી દોરીઓ ખેંચી મને દોડાવતા.

" મને તે સિપાઇઓ તેમની સાથે દિલ્હી લઇ ગયા. ત્યાંથી ઇન્દોર લાવ્યા. ત્યાં મારી પાસે ઘોડા સંભાળવાનું અને તબેલા સાફ કરવાનું કામ કરાવતા.

"કેટલાક દિવસ પછી મને છોડી મૂકવામાં આવ્યો. મેં ઇન્દોરમાં એક ઠાકોરને ત્યાં દ્વારપાલની નોકરી સ્વીકારી. થોડા માસ ત્યાં નોકરી કરી. ન ફાવવાથી હું દિલ્હી આવવા નીકળ્યો. ત્યારે દિલ્હીમાં બળવાખોરોને સજા કરવા અને લોકોને દબાવી સરકારનું શાસન સ્વીકારતા કરવા અંગ્રેજ સૈનિકો ત્રાસ વર્તાવી રહ્યા હતા. મેં દિલ્હીમાં આવી એ બધું મારી નજરે જોયું. એ બધું શાંત થયા પછી, હું દિલ્હીની બજારમાં ફરવા નીકળતો ત્યારે મને લાગતું કે હું સ્મશાનમાં ભટકું છું. એમ હું ભૂતની પેઠે ભટક્યો. પછી અમારા કુટુમ્બીઓ કંપની સરકારને જીવાઈ માટે અરજીઓ કરતા હતા. સાથે મેં પણ અરજી મોકલી. મને પણ બધાની સાથે માસિક રૂ. પાંચની જીવાઈ મળી. એ સ્વીકારીને મેં દિલ્હીના પરામાં ઘર લીધું, નીકા કર્યાં અને બાળકોનો પિતા બન્યો.

" મારી માતા અને બ્હેનને તે દિવસ સિપાઇઓએ જંગલમાં રઝળતાં મૂક્યાં, ત્યાર પછી તેમના સંબંધમાં મેં કંઇ સાંભળ્યું નથી. તેમને માથે શાં શાં વીતકો વીત્યાં, તેઓ જીવે છે કે નહીં, મારા પિતાની લાશની શી દશા થઈ, એ કાંઈ હું નથી જાણી શક્યો. માત્ર એટલું જાણું છું કે એ માંદકરી, જંગલમાં કોઈ માર્ગ નહીં જડવાથી, મારા પિતાની લાશની પાસે બેસી, જમીન ઉપર માથાં પછાડી, જરૂર ત્યાં ને ત્યાં જ મરણ પામ્યાં હશે.

"મારૂં વિવાહિત જીવન લગભગ એક પચ્ચીશી ચાલ્યું: એ દરમ્યાન મને ઘણા અનુભવો થયા: દુનિયાના મેં અનેક રંગો જોયા. નિર્વાહની ચિન્તા મને આખો દિવસ સતાવ્યા કરતી. આવતી કાલની રોટીને વિચારે મેં કેટલીયે રાત્રિએ નિદ્રા ગુમાવી હતી. એ કારણે મારો સ્વભાવ લહેરી હતો છતાં યે, મને વહેલો વહેલો ઘડપણ આવ્યો. આજે પચાસ વર્ષની ઉમરે, હું એંસી-નેવું વર્ષનો ડોસો બની ગયો છું અને પથારીએ પડ્યો પડ્યો રીબાઉં છું.

"મારી નસોમાં જુવાનીનું લોહી દોડતું, તે તો બળવા પછી પાંચ વર્ષમાં જ ઠંડું પડી ગયું. મને બરાબર યાદ આવે છે કે મારી પહેલી દિકરીના જન્મ પછી હું ઠંડોગાર બની ગયેલો. પહેલાંની જેમ, મને હવે યુદ્ધનાં સ્વપ્નો નથી આવતાં; મારા વડવાઓનું સામ્રાજ્ય પાછું મેળવવાનો મારો આતશ ઓલવાઇ ગયો છે. મને બંદીવાન્ બનાવનાર, મારી માતા અને બેનને જંગલમાં રઝળતા છોડી જનાર અંગ્રેજ સૈનિકો ઉપર વેર લેવાનું મારૂં ઝનુન ઓસરી ગયું છે. એ બધી વાતો, મારી ચિન્તાઓમાં હું વીસરી જવા લાગ્યો એ છતાં, એ જ્યારે સ્મરણે ચડતી, ત્યારે હું શાન્ત ન રહી શકતો. ઘડીભર મારૂં એ ઝનુન અને મારો એ આતશ જાગ્રત્ બનતાં અને મારૂં લોહી ધડકવા માંડતું. હું ઉભો થઇ જતો અને મારા મનમાં અનેક વિચારોના વંટોળ ચઢતા. પણ આખરે કાળ દુઃખી સ્મૃતિઓની વેદનાને વિદારનાર છે, એ સત્ય મને અનુભવથી સમજાયું. અને મારા જેવા નિર્બળ અને નિઃસહાય મીસ્કીન માણસના રોષનો કાંઇ અર્થ પણ ન્હોતો.

"આવા પ્રકારના આઘાતોનું દુઃખ વિસરવા, માથે ઝઝુમતી અનેક આફતો અને ચિન્તાઓ ભૂલી જવા, હું અફીણના વ્યસનમાં લપટાયો. એની લિજ્જતમાં હું મારી આસપાસની દુનિયામાંથી ઘડી મારા સ્વર્ગમાં વિહરતો. મને ત્યારે કશું યે સાંભર્યું

નહીં. આંખો મીંચીને કલાકોના કલાકો સુધી હું ઝોકાં ખાધા કરતો અને મારી પાસે અમારો એ લાલ કિલ્લો, અને બહાદૂર-શાહ બાદશાહની મ્હેફિલ ખડાં થતાં. મને પોતાને મારા વ્હાલા ઘોડા ઉપર બેસી દિલ્હીની બજારોમાં અનેક માણસોની સલામો ઝીલતો, ફરતો હું કલ્પતો. પણ હું જાગતો અને મારા કાનમાં મારાં બચ્ચાંઓના દીન સ્વર સંભળાતા. એ વિસરવાને હું ફરી-વાર અફીણ માગતો અને મારી સ્ત્રી ગમે તેમ કરીને મારી માગણીઓને સંતોષતી. હું આજે એક ગુન્હેગારની માફક કબુલ કરૂં છું કે હું એ વ્યસનમાં જ ખુવાર બની ગયો છું- મને એ વ્યસન ન હોત, તો અમે આજે જરૂર સુખી હોત. મને આજે આ બિછાનામાં પડ્યા પડ્યા મારાં બચ્ચાંની જે ચિન્તા થાય છે તે ન હોત. પણ પરવરદેગારની મરજી એવી હશે.

"મેં બીજું મોટું પાપ તો એ કર્યું છે કે મેં મારા બેટાનો ભવ બગાડ્યો છે. મેં તેને નાનપણથી કુમાર્ગે મૂકી દીધો છે. હું અફીણ પીતો અને સાથે સાથે મારા ચાર વર્ષના પુત્રને પણ એકાદ ટીપું આપતો. પ્રભુએ મને જ્ઞાન અને સંસ્કાર અને બુદ્ધિ આપ્યાં છે એ છતાં, મેં કદિયે તેનો ઉપયોગ મારા પુત્રના હિતમાં ન કર્યો. મેં તેને બેહદ લાડ લડાવ્યાં—ખુબ બગાડ્યો. પાડોશીના છોકરાઓ સાથે તે મદ્રેસે જવા મરજી કરતો, તો હું તેને અટકાવતો. આજે તેની દશ વર્ષની ઉમર થઈ છતાં તે એક હરફ નથી જાણતો અને તેની માની ખુબ માથાજીક છતાં તે મદ્રેસાએ પણ નથી જતો. તે સાવ રખડુ બની ગયો છે. આજે મરતાં મરતાં હું એ જોઉં છું અને મારૂં મરણ વધારે ગ્લાનિમય બને છે.

" આ બધું છતાં, ખુદાએ મારા ઉપર એક મહેર વરસાવી છે. મારા સંસારના જખ્મો રૂઝવવાને મને તેણે એક અમૃત સંજીવની આપી છે. તે મારી સ્ત્રી. તે પણ અમારી જેમ

મોગલ રાજકુટુંબની હતી. તેની ખાનદાનીએ અને કુશળતાએ જ મારી દુનિયાને સાવ અંધકારમય બનતી બચાવી લીધી છે. અમને પાંચ રૂપિયાની જીવાઈ મળે છે; અને મારી સ્ત્રી આખો દિવસ ગૃહ–ઉદ્યોગ કરી હંમેશનો એક રૂપિયો રળે છે. એમાંથી અમે ખુબ મજાથી રહી શકીએ; પણ મારા અફીણની પાછળ માસિક વીશ બાવીશ રૂપિયા જોઈએ, એટલે અમે દુઃખી છીએ. પણ તેણે મને કદિ યે મારી માંગણીની ના નથી પાડી. તેની નાની પુત્રીને દૂધને માટે રોતી મૂકીને પણ તેણે મને અફીણ આપ્યું છે.

" અમારી મહોબ્બત પણ એવી જ છે. મારી નબળાઈઓ છતાં, તે મને દિલથી ચાહે છે; મારે માટે ખુવાર થવાને તૈયાર રહે છે. મારી આજની ઘડી સુધી તે મારી પથારીએ બેસી મારી ચાકરી કરે છે. હું કેટલાં ય ઘરો મારી નજરે એવાં જોઉં છું કે જ્યાં દર્દીનું દર્દ ઘરના માણસોની બેપરવાઈથી બમણું તીવ્ર બને છે, પણ મારે તો એ સુખ છે કે મારી સ્ત્રીનો આરામદાયી હસ્તસ્પર્શ મારી વેદના વિસરાવે છે. મારા ઓર આ સંસારસાગરમાં મારી એ મીઠી વીરડી છે. ખુદાએ મારા ઉપર એટલી રહેમ રાખી છે. અને એ માટે આજે હું આ છેલ્લી ઘડીએ એનો અહેશાન ગાયાં કરું છું. "

* * * * *

દિલ્દારશાહ મૃત્યુ પામ્યા. પાછળ તેમની સ્ત્રી, દોઢ વર્ષની દિકરી અને દશ વર્ષનો દિકરો રહ્યાં અને તેમની પૂંજીમાં કશું યે ન રહ્યું–હા, ગામનું અને વેપારીઓનું થોડું દેવું રહ્યું.

બીજે જ દિવસે લેણદાર લેણું લેવા આવ્યા. વિધવા કાંઇ ન બોલી શકી : તેની આંખોમાંથી દડદડ આંસુઓ ચાલ્યાં : "ઓ પ્રભુ ! હું શું કરું ? મારી પાસે એક ફુટી બદામ પણ નથી રહી ! "

દિલ્દારશાહના મૃત્યુની ત્રીજી સંધ્યાએ દિલ્હીમાં ઈદ ઉજવાઈ રહી હતી અને દિલ્દારશાહની સ્ત્રી ઝુરતી હતી. પાસે ઉભો ઉભો બાળક રડતો હતો. અંતે રડીને, તોફાન મચાવીને છોકરો તો ઈદમાં ફાટેલાં લુગડાં પહેરીને ચાલ્યો ગયો. પણ પાછો મોડી રાત સુધી આવ્યો જ નહીં. બીજી સવારે ખબર પડી કે તે ગાડીની ઝપટમાં આવી ગયો છે અને કચરાઈને ભયંકર ઝખમો પામી, પોલીસની દયાથી પોલીસચોકીમાં પડ્યો છે.

મા ગાંડી બનીને તેની પાછળ દોડી: પોલીસચોકીએથી ગોદમાં લઈ ઘેર આવી. થોડા દિવસ સુધી, પાડોશીઓની દયાથ તેની ચાકરી કરી. તે સાજો તો થયો; પણ સદાને માટે અપંગ બની ગયો. માએ ખુદાની મરજી ઉપર નિઃશ્વાસો છોડી, એટલાજ પ્રેમથી પુત્રને ઉછેરવા મંડ્યો. તેણે રાત દિવસ કામ કરીને પતિનું દેણું ભરી દીધું અને પોતાનું અને નાની દીકરીનું અને અપંગ પુત્રનું એમાંથી પોષણ કરવા માંડ્યું.

એ દશામાં એ કુટુમ્બ કેટલાંય વર્ષ દિલ્હીના પરામાં રહ્યું. આજે હવે તેમને મોગલ–સમ્રાટના વંશજો તરીકે કોઈ પિછાનતું યે નહીં હોય!



# હું ફુરહાના અને ગોહર

દિલ્હીથી થોડે દૂર, જમનાને સામે પાર, એક નાનકડું ખેતર હતું. વર્ષો થયાં તેની જમીન બીનખેડ રહેવાથી, તે વીડ બની ગયું હતું. તેમાં ફકત ઘાસ ઉગતું.

તેમાં, માથોડું ઉંચા ઘાસની વચ્ચે સાંઠીઓની બાંધેલી એક નાની પણ દિલને આલ્હાદ આપે એવી ઝુંપડી ઉભી હતી. તેને એક ખુણે રાંધવાનાં વાસણ અને ચુલો પડયાં હતાં અને બીજી બાજુએ શિયાળાની વ્હેલી સવારમાં, બે નાનાં બાળકો ઘસઘસાટ ઉંઘતાં હતાં. મા અને બાપ બન્ને ખડ વાઢવા ગયાં હતાં.

ઝુંપડીને ફરતું ચોગમ મજાનું ફળીઉં હતું: લીંપીગુંપીને અને વાળીચોળીને તેને આરસા જેવું સ્વચ્છ રાખવામાં આવતું. તેમાં એક બાજુ ફુલના બે છોડ ઉભા હતા અને બીજી બાજુ ઝુંપડીની દિવાલને લાગીને તંબુરો પડયો હતો. વચમાં બાળકોએ રમતાં રમતાં વેરેલા ધોળા પાંખીકા એમ ને એમ પડયા હતા.

ખડ વાઢીને તેની ગાંસડીઓ બાંધી, સ્ત્રીપુરૂષ બન્ને દિલ્હીમાં વેંચવા જતાં અને જે મૂલ ઉપજે તેમાંથી દાણા લાવી, રોટલો ખાતાં. બપોરે કામમાંથી પરવારી, થાક્યાપાક્યા મા, બાપ અને બાળકો ભેગાં મળીને થોડીવાર બેસતાં. પાછા તડકા નમે એટલે માબાપ

બન્ને દાતરડું લઈને વીડમાં પેસતાં અને ઉમંગપૂર્વક આવતી કાલની ગાંસડી માટે જેટલું વાઢી શકાય તેટલું વાઢી લેતાં. સાંજે જ્યારે સૂર્ય તેના આછા પ્રકાશથી ખડને છેલ્લી વખત સુવર્ણને રંગે રંગતો ચાલ્યો જતો ત્યારે માબાપ અને બાળકો બધાં તેમના સ્વચ્છ આંગણામાં આનન્દથી મળતાં અને આખો દિવસ ખુદાએ ખુશીમાં વીતાવ્યો તે માટે પિતા, તેના તંબુરાના તાલમાં બંદગી ગાતો. માતા તેના મધુર સુરથી ભજનોને મીઠાં બનાવતી. બાળકો ગઈ કાલના વેરાયેલા પાંચીકાને એકઠાં કરી રમ્યા કરતાં અને થોડી વારમાં માતાના ખોળામાં તો થોડી વારમાં પિતાના પડખામાં જઈને બેસતાં. આ સુખી કુટુમ્બનું સુખ, આખો દિવસ આથડીને માળા તરફ વળતાં પક્ષીઓ પણ ઘડીભર આકાશમાં થંભી ઇર્ષ્યાની નજરે જોઈ રહેતાં.

ચોમેર શાન્તિનું વાતાવરણ જામતું. તેમની આસપાસ આખી અવની આનન્દમાં ડોલતી. મોડી રાત સુધી તેઓ, ભજનની ધુનમાં આ રીતે બેસી રહેતા; અને કેટલીએ વખત તો પૂર્ણિમાની રૂપેરી ચાંદનીમાં સવારોસવાર પ્રભુનાં કીર્તન કર્યાં કરતાં. બાળકો એ સંગીત સાંભળતાં સાંભળતાં તેમના ખોળામાં પોઢી જતાં.

આમ કેટલાંય વર્ષ તેઓ આ એકની એક ઝુંપડીમાં રહ્યાં. ચોમાસામાં જમના નદી બેકાંઠા પૂરના મદમાં ગાજતી ચાલી જતી હોય અને ભયાનક મેઘલી રાત્રિએ ઘનઘોર આકાશમાં વીજળી અત્યંત ભયાનક રીતે સબાકા દેતી હોય, ત્યારે પણ તેઓ, એટલી જ શાન્તિપૂર્વક ખુદાને ભરોસે, તેની ભક્તિનાં ભજનો ગાયા કરતાં. ઝુંપડી પવનમાં, કેટલીયે વખત, ઉખડી પડવાની સ્થિતિમાં આવી જતી.

ચોમાસાના પહેલા બે મહીના અને ઉનાળાના છેલ્લા બે મહિના, જ્યારે તેમના બીડમાં ઘાસ ન રહેતું, ત્યારે આઠ મહિ-

-નાની કમાઇમાંથી જે કંઇ બચત રહેતી, તેના ઉપર તેઓ ગુજારો કરતાં. પિતા નાનકડો મકરબો ઉઘાડી તેનાં બચ્ચાંઓને પઢાવતો અને બપોરે મસ્જીદમાં જઇ કુરાન વાંચતો. તેને જે કંઇ પૈસા મળતા તે, બાળકો માં બાટી દેતો.

દિલ્હીમાં તેની પીર તરિકેની નામના હતી. તે ખેરાતની એક પાઇ પણ પોતાને માટે વાપરતો નહીં અને પોતાનું ગુજરાન ખડ વાઢીને કરતો, એ વાતે તેનામાં લોકોનો અજબ વિશ્વાસ જામ્યો હતો.

આ ખડની ગાંસડીઓ વેચી નિર્વાહ કરનાર તે બહાદુરશાહ બાદશાહના દરબારમાં ઉચ્ચ સ્થાન પામનાર બુઝર્ગ મૌલવી સાહેબનો એકનો એક પુત્ર: અને તેની સાથે જીવન જોડી, તેની સહચારિણી બનનાર તે બહાદુરશાહ બાદશાહની ભાણી-બેટીની બેટી ગોહર બેગમ. બન્નેને બળવા પછીના બનાવોએ મેળવી દીધા. બન્નેએ એક બીજાની પિછાન કરી અને એક બીજાની આપવીતી સાંભળી અતિ દુઃખ પામ્યાં. છેવટે ખુદાની સાક્ષીએ નિકા કરી, બન્નેએ સાથે જીન્દગીનું નાવ દુનિયામાં વ્હેતું કર્યું.

મૌલવી સાહેબના પુત્રે પોતાની કથા પોતે જ લખી છે. અને ગોહર બેગમની કથની પણ તેના પાસેથી જ મળી છે.

* * * * *

હું મારા માતાપિતાને એકનો એક પુત્ર હતો. મારાં માતાપિતા સાધુ-જીવન ગાળતાં: તે નેતરનું ગુંથણ-કામ કરીને તેની પેદાશમાંથી રોટી જમતા, પણ મારે પૈસાની ખોટ ન્હોતી. દિલ્હીના તવંગરોમાં તવંગરોને ન હોય તેટલી દૌલત મારે ત્યાં હતી: કરોડના વેપાર ખેલનારને જેટલી પેદાશ ન હોય તેટલી પેદાશ મારે હતી. હું કશા જ વિચાર વિના, કશી જ ગણતરી વિના મરજી મુજબ પૈસા ખર્ચતો. હું બહાદુરશાહના શાહજાદાઓ

જેવો શાહજાદો હતો. મારી જુવાનીની વાતો અદ્દભુત અને
રોમાન્ચકારી છે.

રાજકુમારની જુવાનીમાં, તેનામાં જેટલા જેટલા દુર્ગુણો-
આવે તે બધા મારામાં આવ્યા હતા. મને લક્ષ્મીનો ગર્વ હતો :
મારા અવાજમાં, મારા વર્તનમાં, મારા પગની દરેક ચાલમાં
ગર્વ જ નાચતો. ખુદા જેવી કોઈ ચીજ છે એમ હું ન માનતો:
દેહ અને જુવાની એ, સંધ્યાના રંગ જેવાં ક્ષણિક છે એવો
મને કદિ ખ્યાલ આવતો નહીં. દુનિયાને હું મારૂં વિહાર–ક્ષેત્ર
માની, તેમાં સ્વચ્છંદે વિહાર કરતો. હું મોર બનતો અને મારી
આગમ ઢેલો વિંટળાઈ વળતી. જમનાનો આરો એ મારો ક્રીડા-
પ્રદેશ હતો. રે મારી લયલા હતી. તેને માટે મેં મારૂં જીવન-
એ વખત જોખમમાં નાંખ્યું. મારા ભલા માતાપિતાને એ
વખત શાપ આપી, જગતની અને મોગલ શહેનશાહની લેશ-
માત્ર પરવાહ કર્યા વિના મારી લયલાને હું મોગલ રાજદરબાર-
માંથી ઉપાડી આવ્યો : અને તેની સાથે જીવન શરૂ કર્યું :
પણ તે તો, અમારા એ પવિત્ર પ્રેમની યાદગીરી સમાં બે
બાળકો મૂકી, મારી પહેલાં ખુદાની પાસે ચાલી નીકળી. તેની
કબર મારાથી થોડા જ હાથને છેટે ઉભી છે. તેના ઉપર, દર-
રોજ સવારે, મારા આંગણામાં ઝુલતી પુષ્પવેલમાંથી પુષ્પો
ઉતારી, હું મારી પૂજા ચડાવી આવું છું. કોઈ કે ખત
સાંજે ત્યાં જઈ બેસું છું : અને જાણે મારી પાછળથી, મારી
લયલા આવી મારી આંખો મીંચી દેતી હોય એવું મને લાગે.
લાગે છે. મારી એ લયલાનું નામ દુરદાના.

જ્યારે હું અને દુરદાના પ્રથમ મળ્યાં. ત્યારે અમારા બન્નેના
જીવનમાં મદભરી વસન્ત નાચતી હતી. અમે યૌવનમસ્ત હતાં.
અને યૌવનનો ઉલ્લાસ અને થનગનાટ, તેની મસ્તીઓ અને
તેનાં ઉન્માદો તો ભાષામાં પૂરેપૂરાં ન ઉતારી શકાય એવા અવિદ-

છે. આજે એ બધું કોઈ અત્યંત સુંદર સ્વપ્નની મધુર સ્મૃતિઓ સમું મારી યાદદાસ્તમાં તાજું ને તાજું જ છે; પણ હું લખું છું અને મને લાગે છે કે મારી એ જુવાનીનું ચિત્ર મારાથી અર્ધું યે આબેહૂબ નથી ઉતારી શકાતું.

દુરદાનાને મેં પ્રથમ જોઈ તે દૃશ્ય તો મારા દિલમાં જાણે કોતરાઈ ગયું છે: હજી યે મારી આ રોશની વિનાની આંખોને દેખાય છે કે હું મારા પિતાને નાખુશ કરીને રોષભર્યો મારી મેડીનાં પગથીયાં ઉતરી રહ્યો છું અને સોનેરી બુટ્ટાવાળી આસમાની સાડીમાં વદન છુપાવી એક બાળા હસતી હસતી પગથીયાં ચડી રહી છે. મેં તેને જોઈ અને હું થંભી ગયો; અને તે યે મારી સામે જ જોઈ રહી: પ્રથમ દૃષ્ટિએ બન્નેને સરખું જ આકર્ષણ થયેલું. મારા મ્હોં ઉપર મારા મનોભાવો સ્પષ્ટ તરતા હતા. પણ તે શાન્ત અને સ્થિર હતી: તેની સાથેની સહીયરો તેના મનની વાત જરાયે ન કળી શકી: તે તો ધીમે પગલે એના એજ હાસ્ય સાથે પગથીયાં ચડી મારા પિતાના ખંડમાં ચાલી ગઈ. હું હજી ઉભો હતો. તેણે ખંડમાં પેસતાં એક વખત મારા તરફ જોઈ લીધું અને તે દ્વારા જે કહેવું હતું તે કહી લીધું.

મારા પિતાની પાસે કુરાન શીખવાને મોગલ રાજકુટુમ્બની બેગમો શાહજાદીઓ અને શાહજાદાઓ આવતા. મારા પિતા બપોરની નમાઝ પઢીને તેમના ઓરડામાં બેસે, ત્યારથી મોગલ રાજ–નારીઓ આવવા લાગતી. કેટલીયે વખત તો ઠેઠ સાંજ સુધી તે પિતાજીની પાસે રહેતી. તેમાં ખાસ કરીને જહાંપનાહ મોહમ્મદ બહાદુરશાહની ખાસ બેગમ નવાબ જીન્નત મહાલ તો હંમેશ પિતાની પાસે અચુક આવતાં. તેમની સાથે કેટલીયે વખત તેમનો શાહજાદો કે શાહજાદી હોય અને ઘણી વખત મારી પ્રિય દુરદાના હોય. શહેનશાહ બહાદુરશાહ પણ કોઇ કોઈ વખત

અમારે ઘેર આવતાઃ અને પિતાની સાથે ધર્મપ્રલાપ કરતા. તે કોઈ કોઈ વખત તેમની સ્વરચિત ધાર્મિક ગઝલો પણ પિતાને ગાઈ સંભળાવતાઃ અને પિતા ખુબ આનન્દ પામતા. છેલ્લા વર્ષોમાં પિતાની કાયા બહુજ નિર્બળ બની હતીઃ એટલે તે દરબારમાં ન જઈ શકતાઃ અને અમારે ત્યાં રાજકુટુમ્બની આવજાવ વધારે રહેતી.

દુરદાના ઉપર બેગમ જીન્નત મહાલની ભારી કૃપા હતી. દુરદાના તેમની થોડા દૂરની ભત્રિજી થતીઃ તેનાં માતાપિતા તેને નાનપણમાં નિરાધાર છોડી, મૃત્યુ પામ્યાં હતાંઃ એટલે તે એકલી હતી અને જીન્નત મહાલની સાથે રહેતી. જીન્નત મહાલ તેને પોતાની બેટી જેટલાં જ લાડ લડાવતાં અને એટલાજ પ્યારપૂર્વક પાસે રાખતાં. દુરદાનાને પિતા તરફથી વારસામાં એક મોટી જાગીર અને અઢળક સમૃદ્ધિ મળ્યાં હતાં. તે નાની હતી તે દરમ્યાન તેનો વહીવટ જીન્નત મહાલ એક કારભારી મારફત કરાવતાં અને તે બરાબર સાચવતાં; પણ તેનો દુરદાના કદિ ઉપયોગ જ કરી શકી નહીં. બળવા પછી, તેની સમૃદ્ધિ લુંટાઇ ગઈ અને તેની જાગીર કંપની સરકારની જમીનમાં મળી ગઈ.

દુરદાના તો સાચે જ સુંદરી હતી. હું અનેક વખત લાલ કિલ્લામાં ગયો છું. અનેક વખત શાહજાદીઓ અને બેગમોના નિકટ પરિચયમાં આવ્યો છું. મેં અનેક વખત શાહજાદીઓને મારા સ્વરૂપથી અંજાઈ જતી જોઈ છે. તેમના ઉપર કામણ થઈ જતું, તેઓ યૌવનના સ્વરૂપના પાશ નીચે આવી જતી, મેં એ બરાબર નિહાળ્યું છે. પણ હું તો અલિપ્ત જ રહેતો. મને એ કશું સ્પર્શી શકતું નહીં. મને પ્રથમ ઘાયલ કર્યો દુરદાનાએ. પહેલી દ્રષ્ટિએ જ તેણે મારા અંતર ઉપર તેનું આધિપત્ય સ્થાપી દીધું.

તેનું સ્વરૂપ સ્વર્ગની દેવીઓ જેવું હતું. મારી દેવીઓની

અને અપ્સરાઓની જે કલ્પના હતી, તે દુરદાનાને જોઈ મને મૂર્તિ બનતી લાગી. દુરદાનાનું બધું જાદુ તેની બે લાંબી, મદભરી ધારદાર આંખોમાં અને તેના હાસ્યમાં હતું. મેં એક વખત રાજમહેલમાં, તેના પતિની પડખે તાજમહાલમાં સૂતેલી નુરજહાં બેગમની તસ્બીર જોયેલી. એ નુરજહાંનાં બન્ને નયનો જાણે દુરદા-નામાં મેં નાચતાં જોયાં. અમારા બન્નેનો પ્રથમ દ્રષ્ટિએ બંધાયેલો પ્રેમ, કેટલાય કિસ્સાઓમાં બને છે તેમ, ક્ષણિક કે અનર્થકારી ન નીવડયો : ખુદાની મહેરથી અમે બન્ને જીવનભર પ્રેમબદ્ધ રહ્યાં. અને આજે યે ગૌહર બેગમ મારી સ્ત્રી તરીકે મારી સાથે છે તો યે મારા અંતરમંદિરમાં તો દુરદાના જ બેઠી છે. ગૌહર બેગમ એ જાણે છે. મારાં અને એનાં પ્રેમલગ્ન નથી. અમે બન્ને દુઃખી થઈ ગયેલાં, દેહલગ્નથી જોડાયાં છીએ. અમને બન્નેને પરસ્પરનો સંતોષ છે. દુરદાનાનાં બે બાળકોને પોતાના ગણીને તે સંભાળે છે. અને અમે સાથે રહીને, ખુદાને ધામ પહોં-ચવા આ સંસારનો માર્ગ શાન્તિપૂર્વક કાપી રહ્યાં છીએ.

પણ મારા પ્રેમની દેવી તો દુરદાના. હું શાહજહાન હોઉં, મારે ઘેર પૃથ્વીનું ઐશ્વર્ય કે ભારતનું તખ્ત હોય તો, દેશ દેશના કારીગરોને બોલાવી, આગ્રાના તાજમહાલથી યે સવાયો બીજો તાજમહાલ બંધાવું, તે આ દુરદાના માટે. અને અત્યારે યે, તે જ્યાં સુતી છે તે કબરને હું તાજમહાલ જ સમજીને પ્રતિ સવારે પુષ્પો ચડાવી આવું છું. દુરદાનાનો શાહજહાંન—હું યે સાંજ, એ કબરની પડખે જ મારી કબર કરવા માગું છું. ગૌહરબેગમને એ મેં કહી રાખ્યું છે.

દુરદાનાને જોઇને હું વ્યાકુળ બની ગયેલો. બધો વખત મારા મગજમાં દુરદાનાને મેળવવાના જ વિચાર ઊભરાવા લાગ્યા. પણ તેને કેમ મેળવવી એ મને સુઝતું નહીં. ઘડીભર થતું કે મધરાતે એકલો લાલ કિલ્લામાં જઈ, ચુપચાપ જીનત

મહાલ બેગમના આવાસમાં પહોંચી, જ્યાં દુરદાના સૂવે છે ત્યાંથી તેને ઉપાડી લાવું; અને ઘડીભર થતું કે આ મારા પ્રેમની વાત મારા માતપિતાને કહી, તેમની સંમતિ મેળવી તેઓ બતાવે તે રસ્તે હું ચાલું. વળી દુરદાનાની ઇચ્છા જાણવાનો અને સમય ઠરાવી તેની સાથે ન્હાસી જવાનો પણ વિચાર આવતો. પણ એ કશું મારાથી બની શક્યું નહીં. મારામાં ગમે તે સાહસ ખેડવાની શક્તિ હતી; ગમે તેટલા જોખમમાં ઉતરવાની હિમ્મત હતી; ગમે તેટલી ખુવારી અને ખફગી માથે આવે તેની પરવા ન્હોતી: પણ એ બધા સાહસ અને ઉછાળાને દબાવી દે એવો એક ભાવ મને રોકી રહ્યો હતો. અને તે મારા પિતાની ઇજ્જત–મારા કુટુંબની બાદશાહના મોલવી તરિકેની પ્રતિષ્ઠા.

હું કશો નિર્ણય કરી શક્યો નહીં, એટલે મારી વિહ્વળતા વધી. જે સાંજે તેને જોઈ તે સાંજ અને આખી રાત મેં તેના જ વિચારમાં ગાળ્યાં. બીજે દિવસ પણ હું એમાં જ મશગુલ રહ્યો. બપોરે પિતા પાસે તે આવી, ત્યારે હું પાછો પગથીયા ઉપર જઈને ઉભો અને તેને પાગલની માફક નિહાળી રહ્યો. પણ તે તો તેની સ્થિર ચાલે હસતી હસતી ચાલી ગઈ; અને પિતાના ખંડમાં પેસતાં એક નજર ફેંકતી ગઈ. બીજે દિવસ પણ મેં એજ દશામાં વીતાવ્યો. મને કયાંય ચેન પડતું નહીં. તેમ મારા દિલની વાત પણ હું કોઈને કહી શકતો નહીં. હુ અંતરમાં જ રીબાયા કરતો. પ્રેમનું પરિબળ કેટલું છે, એ પહેલી જ વાર અનુભવ્યું.

ત્રીજે દિવસે દુરદાનાને જોયા પછી મારી બેચેની ખુબ વધી પડી. તે યે જાણે મારે માટે તલસતી હોય, મને મળવાને આતુર હોય, એમ તે દિવસે મને વિશેષ સ્પષ્ટ લાગ્યું. મારી લાચાર દશાની મને શરમ આવી: પિતાની પ્રતિષ્ઠાને નામે કે કુટુમ્બને નામે, એક પ્રકારની નબળાઈને અધીન બનીને હું મારી હૃદયે-

-મરીના પ્રેમનો ઇન્કાર કેમ છું એમ મને લાગ્યું. અને સાથે વિચાર આવ્યો કે આમ સાવ કુદરતી રીતે, પ્રેમમાં પડવામાં હું ખુદાનું કયું ફરમાન તોડું છું? હું કયું પાપ કરું છું? અને તેને મેળવવામાં આડે આવતાં વિઘ્નોને વિદારવામાં હું ક્યાં ગુન્હેગાર છું? હું ઉભો થયો અને હજરત-દીનઅલી શાહ કલન્દરના તકિયા તરફ ચાલ્યો.

હજરત દીનઅલી શાહ કલન્દર દિલ્હીના વિખ્યાત બુઝર્ગ હતા. તેમનો તકિયો ફરાશખાનાની બહાર હતો. તે પણ આજે મોજુદ છે. હું વારંવાર જતો અને મારી વાતો તેમને ખુલ્લે દિલે કરતો. મારા ઉપર તેમની મમતા હતી. કોઇ વખત થોડા દિવસ સુધી લાગલાગટ ત્યાં ન ગયો હોઉં, તો તે અધીરા બની જતા, અને માણસ મોકલીને મારી ખબર કઢાવતા, અથવા મને તેડાવતા. બાળવા પહેલાંનાં વર્ષો મેં તેમનીજ સેવામાં ગાળ્યાં છે, અને આજે મારા જીવનમાં જે ધાર્મિકતા છે, તે મને મારા પિતા કરતાં આ દીનઅલી શાહ કલન્દરની પાસેથી મળી છે. તેમણે તેમની જુવાનીની વાર્તા મને એક વખત કહેલી. તેમની યે જુવાની મારા જેવી જ હતી.

તેમની પાસે, અચકાતાં અચકાતાં, મેં મારા પ્રેમની વાત કહી અને એ કાર્યસિદ્ધિમાં તેમની સહાયતા યાચી અથવા તે વસ્તુ ભૂલવાનો માગ માગ્યો. તે માત્ર હસ્યા.

હું નિરાશ થયોઃ બીજી વખત તેમને પૂછી શક્યો નહીં. હું ઘેર જવા ઉભો થયો, અને ચાલવા માંડયો. તે પણ મારી પાછળ ઉઠયા અને હસતા હસતા મારા ખંભા ઉપર હાથ મૂકીને મને રોકયોઃ 'બેટા–'

હું ઉભો રહ્યો; અને પાછા વળીને જોયું. હજરત દીનઅલી કલન્દર શાહ હસતા હતા. તે જ્યારે જ્યારે મારી સાથે

બોલતા ત્યારે ત્યારે હસીને જ બોલતા. મારી સ્મૃતિમાં એકે પ્રસંગ એવો નથી કે જ્યારે તે મારા ઉપર ગુસ્સે થયા હોય. આ વખતે મેં ધારેલું કે તે જરૂર ગુસ્સે થઈને ઠબકો આપશે.

મેં અચકાતાં અચકાતાં આંખો ઉંચી કરીને તેમની સામે જોયું. તેમની આંખોમાં દયા અને સહાનુભૂતિ હતી. જાણે તે તેમની જુવાની યાદ કરતા હોય તેમ મને લાગ્યું. થોડી વાર સુધી તે કશું ન બોલ્યા. હું યે શાન્ત ઉભો રહ્યો.

છેવટે મારું કાંડું ઝાલીને તે મને અંદર તેડી ગયા અને મને સાદડી ઉપર બેસવા ફરમાવ્યું. હું બેઠો. આ બધો વખત જાણે તેમની શાન્તિ મારા મન ઉપર કોઇ અજબ જાદુ કરી રહી અને મને કોણ જાણે કેમ પણ અંતરમાં બરાબર સમજાવા લાગ્યું કે હું ઉંધે માર્ગે છું. ઘડીભર દુરદાનાને વિસરી હું મારી પાસેના વાતાવરણની અસર નીચે આવવા લાગ્યો.

"બેટા" કલન્દરશાહે ધીમે અવાજે કહ્યું : "હું આજે એક જ વખત તારી સાથે સાફ વાત કરવા માગું છું. તને યાદ હશે કે એક વખત મેં તને મારી જુવાનીની બધી વાત કહી હતી. જુવાનીની મનોદશા હું બરાબર સમજી શકું છું. જુવાનોનું દિલ કેટલું પ્રેમવિવશ બને છે એ મારો સ્વાનુભાવ છે. અને એ અનિવાર્ય છે. હું કે કોઈ, ધર્મશાસ્ત્રો કે નીતિસૂત્રો એ નહીં રોકી શકે, એટલે મારા વચનોથી તું એ માર્ગે જતો અટકીશ એમ ક્ષણવાર પણ હું માનતો નથી. એ માર્ગ અનીતિમય છે કે અનુચિત છે એ આજ સુધી હું નક્કી નથી કરી શકયો. ઉલ્ટું એવા બહાદૂરોની તો હું પ્રશંસા માગું છું. મેં જોયું છે કે આપણે દુનિયા જોઇએ છીએ તેના કરતાં નથી જોતા એ દુનિયા અનેકગણી મોટી અને અનેકગણી કદરૂપી છે. માણસમાં તેના દિલની વાત જાહેરમાં મૂકવાનું બળ હોય તો તે બધા કદરૂપતા પલકમાં

નાશ પામે. પણ માણસમાં એ નથી : અને હોય તો દુનિયા એ નથી સાંખી શકતી. પણ તારામાં એ છે અને દુનિયા એ નહીં સાંખી શકે.' આટલું બોલીને તે જરા અટક્યા : દુરદાના માટે ખુવાર થવાની મારી કેટલી તૈયારી છે એ હું શાન્ત વાતાવરણમાં ફરીવાર વિચારતો હતો.

"બેટા," તેમણે ચલાવ્યું: "હું એ નિશ્ચય નથી કરી શકતો કે દુરદાનાને માટે તારા અંતરમાં પ્રેમ પ્રકટે તેમાં પાપ છે. મેં જુવાનીમાં કરેલ પ્રેમને માટે અને તેની પાછળ સ્વીકારેલી ખુવારીને માટે મને આજ સુધીમાં કશો પશ્ચાત્તાપ નથી થયો. છતાં એ માર્ગ સાચો અને ખુદાનો છે એમ પણ હું નથી ઠેરવી શક્યો. મને લાગે છે કે માનવ–સ્વભાવમાં રહેલા આવા પ્રેમાવેશને જરૂર માર્ગ મળવો જોઈએ. એટલે તને શું હું સલાહ આપું? તારી જગ્યાએ હું હોત, મારી લાગણી તારી જેમ ઉછાળા મારતી હોત તો હું શું કરત ? એ યે હું નથી કહી શકતો. તારાં માતાપિતા અને તેમનું વૈરાગ્યમય અને ધર્મમય જીવન અને એ પ્રકારની તેમની પ્રતિભાને ઝાંખપ ન બેસે તો સારૂં, એમ હું તો ઇચ્છું. તું તારા પ્રેમાવેશને સંયમમાં રાખી શકે, અને દુરદાનાને મેળવવાના બીજા શાન્ત માર્ગો લેવા જેટલી ધીરજ રાખી શકે તો એ મુજબ વર્તવાની મારી સલાહ છે. અને એ તારાથી કોઈ રીતે ન બને તો, તને સુઝે તે માર્ગ તારે માટે ઉઘાડો છે. પણ આટલી મારી સલાહ છે: એ વિચારજે અને મને કાલે નિર્ણય જણાવ્યા પહેલાં કાંઈ પગલું લઈશ નહીં."

કલન્દરશાહ બોલી રહ્યા. તેમના મુખ ઉપરથી લાગતું હતું કે હું દુરદાનાને ભૂલી જાઉં તો બહુ સારૂં; પણ તે તેમ મારી પાસે બળાત્કારે કરાવવા ન્હોતા માગતા. મને યે તેમને કેટલાક પ્રશ્નો પૂછવાનું મન થયું: પણ હું બોલી શક્યો નહીં. હું ઉઠ્યો અને ઘર તરફ ચાલતો થયો. આખો રસ્તો હું તેમના પ્રભાવ નીચે રહ્યો.

મારે શું કરવું ? એ મને સૂઝતું ન્હોતું. કલન્દરશાહની પાસેથી તેમની દ્રષ્ટિ જાણ્યા પછી, અને તેમની સલાહ મેળવ્યા પછી પણ, દુરદાનાએ મારા દિલનો કબજો ન્હોતો છોડયો. તે તો કોઇ સામ્રાજ્ઞી તેના રાજસિંહાસન ઉપર સ્વામીના ગર્વ અને ગૌરવ-પૂર્વક બેઠી હોય તેમ, મારા અંતર–સિંહાસન ઉપર બેઠી હતી. બીજી તરફ મારા પિતાની ઇજ્જતનો સવાલ મને ન્હોતો છોડતો. હું ખુબ મુંઝાયો. જીન્દગીમાં પહેલી વખત જ આ અનુભવ હતો, એટલે મને કોઇ માર્ગ ન્હોતો દેખાતો.

કલન્દરશાહ પાસેથી પાછા આવ્યા પછી હું કેટલાય દિવસ સુધી બહાર ન નીકળ્યો. મારા ઓરડામાં મારી પથારીમાં જ પડયો રહ્યો. ખાવા યે નીચો ન ઉતરતો. મારી માતા પાસે આવતી અને દર્દભર્યે અવાજે મારી અસ્વસ્થતાનું કારણ પૂછતી. સ્હેજ બિમારી છે એમ સંભળાવીને હું તેમની ચિન્તા ઓછી કરતો; પણ માતા શાંત ન થતી. બીજે દિવસથી તો તે મારી પાસે જ, મારી પથારી ઉપર બેસી, મારૂં માથું ચાંપ્યા કરતી અને મિનિટે મિનિટે મારા સમાચાર પૂછતી. એ બે દિવ-સમાં તો સાચે જ મારા ચ્હેરા ઉપર ભયંકર ફીક્કાશ આવી ગઇ હતી.

માતાનો હું આટલો પ્રેમ જોતો અને મને ખેદ થતો, કે મારા પ્રેમની વાત માતા જાણશે, તો તેને કેટલું દુઃખ થશે ? હું તેમને કેમ બતાવી શકીશ કે હું પરવશ હતો, પ્રેમવશ હતો, મારા હાથમાં કંઇ જ ન્હોતું. મારામાં તાકાત હોત, તો હું માતાને હૃદય ચીરીને બતાવી દેત કે દુરદાનાનું નામ ત્યાં કોત-રાઇ ગયું છે. એ હવે કેમે ય ‘કર્યું’ ભૂંસાતું નથી.

કોઇ કોઇ વખત મને વિચાર આવતો કે માતાને હું એ વાત કહી દઉં; પણ આખો દિવસ મારે ઓશીકે જ તેને બેઠેલી જોઇ, મારી છાતી ન ચાલતી. હું પોતે જાણતું તેના કરતાં વે કોઇ

દિવસ પોતાની મેળે જાણે અને એ આઘાતને કારણે આજ કરતાં અનેકગણું દુઃખ પામે એ કબુલ; પણ મારી જીભે માતાને નહીં દુભવું, એ નબળાઇ મને ન્હોતી છોડતી.

હવે તો હું સાચે જ બિમાર પડયો. મનોવ્યથાએ શરીરની સ્વસ્થતાને નમાવી. મને તાવ આવવા લાગ્યો. શરીર ઘસાવા માંડયું. હું બહુ જ નબળો પડી ગયો. માતા તો મારી પાસે જ બેસતી. પણ પિતાજી યે હવે તો તેમનું કામ છોડી ઘણો વખત મારી પાસે બેસવા લાગ્યા. હકીમો અને તબીબો મારી તહેનાતમાં રહેતા. પણ મને આરામ ન્હોતો આવતો.

પિતાની પાસે આવનારી બેગમો પિતાને મારી પાસે બેઠેલા જોઇ મારા ઓરડામાં આવતી : મારા સમાચાર પૂછતી અને મારી બિમારીને માટે ચિન્તા બતાવતી. જીન્નત મહાલ બેગમ પણ આવતાં અને સાથે દુરદાના પણ અચૂક આવતી. વચમાં એકબે દિવસ તો મને શુદ્ધિ નહીં રહેલી એટલે દુરદાના આવે છે કે નહીં તેની મને ખબર ન પડી; પણ પછીથી મને જણાયું કે તે હંમેશાં આવતી. તે આવતી ત્યારે હું નયનો તૃપ્ત થાય ત્યાં સુધી તેને નીરખી રહેતો. તે પણ મને જ જોઇ રહેતી. મને લાગતું કે તેને મારા પાસેથી દૂર જવું ગમતું ન્હોતું. તેની ઇચ્છા તો મારી પાસે બેસી, મારા હાથમાં હાથ મુકવાની હતી; પણ જીન્નતમહાલ અને મારા પિતાની હાજરીમાં તે નિરૂ-પાય હતી. થોડી વાર ચુપચાપ ઉભી, તે ચાલી જતી.

તેને મારૂં દર્દ સમજાયું હતું. તેનો ઇલાજ કરવાને તે પણ પ્રયત્નો કરતી; પણ હું પથારીવશ હતો એટલે તે લાચાર બની હતી. આ બધું અમે ભેગાં થયાં પછી તેણે મને કહ્યું હતું.

માસની બિમારી પછી મારી તબીયત સુધરવા માંડી; મારા મ્હોં ઉપર ફરી લાલી આવવા લાગી. એ જોઇ માતા અને

પિતાને નિરાંત થઈ. જ્યારે જ્યારે દુરદાના આવતી ત્યારે ત્યારે તેની આંખોમાં હું જલ્દી સાજો થઈ જાઉં એવી પ્રાર્થના વાંચતો. મને સમજાય છે કે એ સંજીવનીએ જ મને જીવન આપ્યું છે.

હું સાજો થયો. મારા ઓરડામાં હરવા ફરવા લાગ્યો. મારા મિત્રો મારી પાસે આવતા અને મને આનન્દ આપતા. તે હોય ત્યારે માતા નીચે જતાં. એટલે અમે છૂટથી બોલી ચાલી શકતા.

મારા મિત્રોમાં મને પરમપ્રિય હુસૈની હતો. તે નાનપણથી મારી સાથે ઉછરેલો અને મને બરોબર સમજતો. મારા દિલની એક પણ વાત, મારૂં એક પણ પાપ તેનાથી મેં ન્હોતું છુપાવ્યું. તે મને મારા ખરા સ્વરૂપમાં જાણતો. માંદા પડ્યા પહેલાં અને માંદગી દરમ્યાન પણ, હું એને આ દુરદાનાની વાત કહેવા ઝંખતો હતો. પણ અમને એ રીતે મળવાની તક જ ન્હોતી મળી. અને મારા દિલનો ભાર હળવો ન્હોતો થઈ શક્યો. મને પાછળથી ખબર પડી કે પહેલાંથી હુસૈનીની સાથે વાત થઈ શકી હોત, તો આ પરિણામ ન આવત.

હુસૈનીને મેં બધી વાત કહી. હુસૈનીએ તેનો તત્કાળ ઉપાય કર્યો. દુરદાનાની દાસીની મારફત મારી વાત તેને પહોંચી. દાસી દ્વારા એને મળવાનો માગ પૂછ્યો.

દુરદાના મને મળવાને એટલી જ આતુર હતી. તેનું દિલ પણ એટલું જ ઘવાયું હતું. પણ એની સ્થિતિ યે મારી જેમ લાચાર હતી. દિવસની પળેપળ તે જીન્નતમહાલની સાથે ગાળતી. તેનાથી જરા વાર પણ એકલા પડાવ તેમ ન્હોતું. અને મહેલમાંથી એકલા બહાર નીકળવું તે તો તેને માટે સાવ અશક્ય જ હતું.

તે લાચાર હતી, પણ મારી જેમ મુંઝાઈ જાય તેવી ન્હોતી. તે માર્ગો શોધી શકતી અને તે મુજબ ગોઠવાવી શકતી.

જેટલી સ્વરૂપવાન હતી, તેટલી જ તેની બુદ્ધિ તેજસ્વી હતી. અમારૂં મિલન સામાન્ય માર્ગે થવું અશક્ય હતું. છતાં મિલન જ અશક્ય છે એમ તેણે કદી કલ્પનામાં યે નહીં માનેલું. તે જરૂર પડે તો મારી સાથે નાસી જવા પણ તૈયાર હતી. માત્ર મારા નિશ્ચયની વાર હતી.

આખરે તેની સૂચનાથી મેં કલન્દરશાહના તકીયામાં ફકીર તરીકે રહેવાની અને તેમની પાસેથી ધર્મ–શિક્ષણ લેવા જવાની માતા પાસેથી અનુમતિ માગી. દુરદાના મને ત્યાં મળે અને પછી અમે ઇચ્છિત માર્ગ લઇએ એમ સંતલસ હતી.

જીવનનો આ પ્રસંગ મારી સ્મૃતિમાં ખૂબજ સ્પષ્ટ છે. આજે હું તેને કાગળ ઉપર ટપકાવું છું ત્યારે યે જાણે મારી નસોમાં લોહી દોડવા લાગે છે, જાણે મારામાં ગરમી ઉભરાય છે. મેં પાછળના જીવનમાં કેટલું સહન કર્યું, તેની સાથે આ વાતને એટલો નિકટ સંબંધ છે કે હું તેની એકએક વિગતને નોંધ્યા વિના નથી રહી શકતો.

હું માતાની પાસે તકીયામાં રહેવા જવાની રજા માગવા ગયો. મારા હૃદયમાં આનંદ અને ક્ષોભ બન્ને ઉભરાતા હતાં..

મારી માતામાં સાચા મુસ્લીમની ધાર્મિકતા હતી. તે હંમેશાં કુરાને શરીફનો પાઠ કરતાં અને પાંચે વખતના નમાઝ અચૂક પઢતાં. અમારી સમૃદ્ધ સ્થિતિ અને અમારો માનભર્યો દરજ્જો મારા પિતાના ધર્મને પ્રતાપે છે એમ તે બરાબર માનતાં. મારા પિતાની ફકીર દશા અને વિરાગમય જીવન જોઇને તે આનંદ પામતાં અને બને તેટલું તેમને પગલે ચાલવા પ્રયત્ન કરતાં.

એ છતાં તેમનામાં માતાનું વાત્સલ્ય છલકાતું હતું. અમારા ઘરમાં સદાય ધાર્મિક વાતાવરણની ખુશબો મ્હેકતી. છતાં મારી

માતા મને તો, શહેનશાહના શાહજાદાની જેમ, આનન્દ અને સુખમાં જ મગ્ન જોવાને તલસતાં. મારા મનનું વલણ કોઈ દિવસ પિતાને અનુસરવાનું દેખાય, મારી અભિરૂચિ કોઈ વખત ત્યાગપ્રિય બને, ત્યારે, હું જોતો કે, મારી માતાને દુઃખ થતું. કોઈ વખત પિતાજી મને ખેલવા જતો અટકાવી તેમની પાસે ધર્મપાઠ કરવા બેસાડતા, ત્યારે મારી માતા મારૂં ઉપરાણું લેતાં અને મને ઇચ્છા મુજબ વર્તવાનો માર્ગ કરી આપતાં. હું જુવાન થયો, ત્યારે ય મને આ પ્રકારની સ્વતંત્રતા મારી માતાએ આપેલી. એને પરિણામે મારામાં કેટલો સ્વચ્છંદ આવ્યો અને મેં અમારી ઇજ્જતને કેટલું નુકશાન કર્યું, એ આજે યે હું કહી શકતો.

હું તેમનો એકનો એક પુત્ર: અને આજ સુધી આટલા લાડમાં ઉછરેલો. તે આજે તકિયામાં ફકીર તરીકે રહેવા જાઉં એ માતાનું હૈયું કેમ કબુલી શકે? હું તેમની પાસે ગયો; પણ મારા પગ ધ્રુજતા હતા, મારૂં અંતર બીકથી ધબકતું હતું. મારા મ્હોંમાં શબ્દો હોઠ સુધી આવીને પાછા વળી જતા. મને આજ સુધી રાજકુમારની જેમ ઉછેરેલો, તે આજે વિરાગી બનવાની વાત કરૂં તે માતા કેમ સાંભળી શકશે, એ વિચારે હું ગભરાતો હતો. પણ એ બધી ગભરામણો અને મુંઝવણોમાંથી, દુરદાનાને મેળવાના વિચારે માર્ગ કરી આપ્યો અને મેં મારી વાત માતા પાસે હિમ્મતપૂર્વક મૂકી.

માતા મને નહીં માને અને રજા નહીં મળે, એ હું પ્રથમથી જાણતો હતો. પણ ગમે તે ઉપાયે મારે રજા મેળવ્યે જ છુટકો હતો. મારી વાત સાંભળી, પહેલાં તો માતા તાજુબીમાં પડી ગયાં; હું કુરાનનો પાઠ કરવા અને ફકીર બનવા કલન્દરશાહ પાસે જવાની રજા માગું, એજ માતાને અસંભવિત લાગ્યું. તે મારી વાત ન માની શક્યાં. જાણે આકરૂં વિચાર–સ્વપ્ન તેમની

મન;શાંતિને ડોલાવી ગયું હોય, તેમ તેમના સામાન્ય રીતે શાન્ત અને ગંભીર રહેતા ચ્હેરા ઉપર કેટલાય રંગો ઝડપભેર આવ્યા અને ચાલ્યા ગયા.

પણ મેં મારી વાત ફરીથી અને વધારે દ્રઢતાપૂર્વક મૂકી. મારી મનોદશામાં આ તત્કાળ પરિવર્તનનું કારણ માતા શોધવા લાગ્યાં. તેમણે મારા મ્હોં સામે, ક્યાંય સુધી તાકી તાકીને જોયા કર્યું. તે તરતજ ભોગવેલી માંદગીને કારણે હજી ફીક્કો લાગતો મારો ચહેરો જોતાં રહ્યાં. તે કશું યે ન બોલ્યાં. મારી આ વાતથી તેમને અતિ દુઃખ થયું એ હું બરાબર જોઇ શકયો. પણ મારી આંખોમાં કેટલું દુઃખ ભર્યું હતું, દુરદનાને મેળવવાની કેટલી આતુરતા તેમાં લખી હતી, તે માતા ક્યાંથી વાંચી શકે?

તેમણે મને ના પાડી—સાફ ના પાડી. નાના બાળકને પ્રેરો દઇને માતા ચુપ કરી દે, તેમ મને ત્યારે તો ચુપ કરી દીધો. પણ એ ચુપકીદી ન ટકી. થોડીવાર પછી હું પાછો માતા પાસે ગયો અને મારી માંગણી મૂકી.

હું તેમની આંખોથી દૂર થાઉં, તે માતાને કોઇ રીતે ન્હોતું પાલવતું. મેં ફરી ફરીને માંગણી કરી. ત્રણ દિવસ સુધી તેમના પગ ઝાલીને વિનતિ કર્યા કરી. પણ માતાના મુખમાંથી એક જ જવાબ નીકળતો :

"બેટા, તને જંગલમાં મોકલવાનું હું કોઇ રીતે સ્વીકારી શકતી નથી, તારે જે કરવું હોય તે અહીંઆ રહીને કર; પણ હું તને મારી આંખોથી અલગ નહીં કરૂં."

મેં માતાને ખુબ સમજાવ્યાં; પણ તે કોઇ રીતે ન માન્યાં. એટલે વાત પિતા પાસે પહોંચી. તે મારા આ વિચારથી બહુજ પ્રસન્ન થયા. કેટલાય વખત થયાં પિતા મારી પાસે જે કરાવવા

માગતા હતા, તે મેં મારી મેળે જ કરવાની માગણી કરી, એ તો જાણે તેમની આટલાં વર્ષની ભક્તિનું ખુદાએ ફળ આપ્યું હોય એમ તેમને લાગ્યું. પિતાએ મને તેમની પાસે બોલાવ્યો અને મને બધી વાત પૂછી. ફકીર બનવું અને એ પ્રકારની તપશ્ચર્યા આદરવી એ કેટલું દુષ્કર છે એ તેમણે મને બતાવ્યું. ફકીરી ટકાવવી એ કેટલું મુશ્કેલ છે એ તેમણે મને જણાવ્યું. માર્ગમાં અનેક વિઘ્નો આવશે અને એ બધાને વિદારવાનું મારામાં સામર્થ્ય છે કે નહીં તે તેમણે તપાસી જોયું. હું એ બધું જાણતો હતો અને તો યે મારા માર્ગમાં દઢ હતો. પિતાએ જેટલી જેટલી કસોટીઓ મૂકી તે બધામાંથી હું વિજયવંત પાર ઉતર્યો. તેમને મારો નિશ્ચય સમજાયો.

પિતાજી માતા પાસે આવ્યા અને તેમને સમજાવી મને કલન્દરશાહ પાસે રહેવા જવાની રજા અપાવી.

જીન્દગીમાં પહેલી વખત માતાપિતાને છેતરી હું ચાલ્યો. અંતરમાંથી કોઇ ગેબી અવાજ મને અટકવાનું સૂચવતો હતો; પણ તેની મેં અવગણના કરી. મેં જાણે મહા પાતક કર્યું હોય તેમ મારા દિલમાં કાળી વેદના થતી હતી; પણ ઘડીભર એ વેદનાને દબાવી, પાપ અને પુણ્ય એ બધું ભૂલી હું આગળ ચાલ્યો. મેં પ્રેમની મદિરા પીધી હતી : મને તેનો નશો ચડયો હતો.

મારા આ કૃત્ય સંબંધમાં આજે મને એટલો જ પશ્ચાત્તાપ થાય છે કે મેં મારાં માતપિતાને છેતર્યાં. મારે તેમને સાચી વાત કહીને હિમ્મતપૂર્વક મારો માર્ગ લેવો જોઇતો હતો. મેં નિર્બળતાનો અને નામર્દાઇનો નાપાક માર્ગ સ્વીકાર્યો.

હું કલન્દરશાહના તકિયામાં ગયો. તેમને બધી વાત કહી અને તેમની પાસેની ઓરડીમાં રહેવાની ગોઠવણ કરી. હમેશાં

એ વખત મારે ઘેરથી નોકર ખાવાનું લઇને આપતો અને મારા કુશળ સમાચાર લઇ જઇ માતાને પહોંચાડતો.

દિવસના ચારેક કલાક હું કલન્દરશાહ પાસે કુરાન શીખવામાં ગાળતો અને રાત્રે તેમની પાસે બેસીને તેમનાં ભજન સાંભળતો. એ શિવાયનો બધો વખત તેમની સેવામાં અને મારા દૈનિક કાર્યમાં ખર્ચતો. એ રીતે મેં એક અઠવાડિયું કાઢયું.

સાચે સાચ, એ ભક્તિમય વાતાવરણમાં અને ત્યાંના શાન્ત જીવનમાં મને બહુ જ આનન્દ આવતો. આજે મારી આ ઝુંપડીમાં, ગૌહર પાસે હોય કે ન હોય તો યે, હું જે નિઃસીમ આનન્દ અનુભવું છું, તેનો સ્હેજ પરિચય મને પ્રથમ એ તકિયામાં થયો. મારા મહેલમાં, દાસ અને દાસીઓથી વિંટળાઇને હું બેસતો ત્યારે મને આ આલ્હાદ ન મળતો. સાધનોની વિપુલતામાંથી સાધેલો આનંદ એ વિલાસ છે; અને મનને ઉચ્ચ સ્થિતિમાં મૂકી મેળવેલો આનંદ એ એના કરતાં અનેક ગણો કીમ્મતી એવો આત્માનો વૈભવ છે એ હું પહેલી વખત સમજ્યો.

તકિયામાં થોડા દિવસ વધારે રહ્યો હોત તો કદાચ મારૂં આખું જીવન પલટી ગયું હોત—કદાચ માતાપિતાને છેતરવા જતાં હું પોતે છેતરાઇ ગયો હોત. એ વાતાવરણની અસર એટલી જબરી હતી કે કદાચ હું દુરદાનાની સાધના છોડીને, મારા ગુરૂ કલન્દરશાહની જેમ, ખુદાની બંદગીમાં બેસી ગયો હોત.

પણ હજી મારે હાથે કેટલાંય પરાક્રમો થવાં નિર્માયાં હતાં. એટલે હું, વૈરાગ્યજીવન સ્વીકારી લઉં તે પહેલાં તો મને એ વાતાવરણની છાયામાંથી ઉપાડી લેનાર એક બનાવ બની ગયો.

તકિયામાં મારી નવમી રાત્રિ હતી. હું મારી ઓરડીમાં બેઠો બેઠો, ઝાંખા દીવાને પ્રકાશે, કુરાનનું વાંચન કરી રહ્યો

હતો. હંમેશના નિયમ મુજબ ભજનો ગાઇ, તે દિવસે કલન્દર-શાહ હંમેશ કરતાં થોડા વહેલા સુઇ ગયા હતા. તેમની ઓરડી અંદરથી બંધ હતી. તકિયાના વિશાળ ચોગાનમાં સાતમ–આઠમનો શીતળ ચંદ્રપ્રકાશ પથરાયો હતો. બધું શાન્ત હતું. માત્ર મારી ઓરડીમાંથી ધીમો અવાજ નીકળતો હતો.

એકાએક મારી ઓરડીનું બારણું ઉઘડ્યું અને બે માણસો અંદર દાખલ થયા. તે મારી સામે આવીને શાન્ત ઉભા રહ્યા. મેં કુરાને શરીફમાંથી માથું ઉંચું કર્યું અને તેમને એક નજરે પારખી લેવાનો પ્રયત્ન કર્યો. તે મુસાફર જેવા લાગ્યા. તેમનાં લુગડાં ચીંથરેહાલ હતાં. તેઓ ક્યાંકથી નાસીને આવ્યા હોય તેમ તેમનાં મ્હોં ઉપર ગભરાટ અને ચિન્તા દેખાતી હતી. તેમને જોઇને પહેલાં હું ગભરાઇ ગયો, પણ મેં ઝડપથી શાન્તિ મેળવી લીધી.

'ક્યાંથી આવો છો ?' મેં રૂઆબથી પૂછ્યું. મેં કુરાનને બંધ કર્યું અને મારાં લુગડાં સમાં કર્યાં.

'અમે મુસાફર છીએ. કલન્દરશાહનાં દર્શન કરવા આવ્યા છીએ. શાહજાદી દુરદાનાએ મોકલ્યા છે.' બેમાંથી એકે શાન્તિપૂર્વક જવાબ આપ્યો. તેના બોલવામાં ખંધાઇ હતી એમ મને લાગ્યું. તે કંઇક છુપાવતો હતો એમ તેના અધુરા અને થોડી થોડી વારે બોલાતા શબ્દો ઉપરથી દેખાયું.

એટલું કહીને તે ચુપ રહ્યો, અને બન્ને નીચે નીરાંત કરીને બેસી ગયા. તેમણે પીવાનું પાણી માંગ્યું. મેં આંગળીથી પાણીનું ઠેકાણું બતાવ્યું અને પી લેવા સૂચના કરી.

પળેપળે મારી શંકા વધતી જતી હતી. મુસાફર—અને કલન્દરશાહનાં દર્શન કરવા—અને તે દુરદાનાના મોકલેલા—અને તે આટલી મોડી રાત્રેઃ એ મને ન્હોતું સમજાતું. દુરદાના મુસાફરોને

આમ મોકલે ! મુસાફરો સાથે તેને ઓળખાણ જ ક્યાંથી હોય? એ સવાલનો મને ઉત્તર જ ન્હોતો મળતો. કોઇ અમારી વચ્ચેની વાત જાણી તો નહીં ગયું હોય ને ? હું વધારે ને વધારે સાવધાન બનતો જતો હતો. મેં તેમના ચહેરા ઝીણવટથી ફરી ફરીને જોયાઃ પણ મેં તેમને ક્યાંય જોયા હોય એવો ખ્યાલ ન આવ્યો. છતાં તે મને ઓળખનારા માણસો હતા, એમ કોણ જાણે શા ઉપરથી, મને લાગ્યા જ કરતું હતું.

દુરદાનાનું નામ લેવાતાં, મારી બધી લાગણીઓ જાગી ઉઠી. તેને મેળવવાને મન તલપાપડ બન્યું. તે મારી સામે જ ઉભી હોય અને ઉભો થઇને તેની પાસે જતાં કોઇ મને પકડી રાખતું હોય એમ મને લાગવા માંડયું. આ બન્ને માણસો, સારી બાજી જાણી લઇ મારા માર્ગમાં વિક્ષેપ નાંખવા આવતા હોય એવો ભય મને કંપાવવા લાગ્યો.

'દુરદાનાને તમે ક્યાંથી ઓળખો ?' મેં પૂછ્યું: પણ મારા અવાજમાં કમ્પ હતો, લાગણીની ધ્રૂજારી હતી. તે તે કળી ગયા કે નહીં તે હું ન જાણી શકયો. પણ તેમના ઉડાઉ જવાબ સાંભળીને મને તેમના સંબંધમાં શંકા પડી છે એ તો તેઓ સમજી ગયા એમ મને દેખાયું. છતાં તેમણે ઉડાઉ જવાબ આપ્યો.

'અમે આજે જીન્નત મહાલ બેગમ સાહેબ પાસે ખર્ચ માંગવા ગયા હતા, ત્યાં અમે તેમને જોયાં. જીન્નત મહાલ બેગમ સાહેબ તેમના શાહજાદા જવાંબખ્તને માટે કલન્દરશાહ પાસેથી તાવીજ મેળવવાની વાત કરતાં હતાં. કલન્દરશાહની ખ્યાતિ અમારા પ્રવાસમાં ઠેર ઠેર સાંભળેલી અને આજે રાજમહેલમાં બેગમ સાહેબને મુખેથી પણ સાંભળી. એટલે તેમનાં દર્શન કરવાની ઇચ્છા થઇ. દુરદાનાએ અમને માર્ગ બતાવ્યો. આ ઓરડીમાં જ આવવા સૂચવ્યું છે, તમે !–'

તેનું દરેક વાક્ય સાંભળીને મને ચોક્કસ થતું હતું કે તે બનાવટી વાત કરે છે. જાણે આગળથી આ પ્રકારનો જવાબ તયાર કરીને જ આવ્યા છે.

જવાંબખ્ત જીન્નત મહાલ બેગમનો એકનો એક પુત્ર હતો : શાહજાદા મીરજા દારાબખ્તના મૃત્યુ પછી મીરજા ફેખ્રીને બાદશાહે યુવરાજપદ આપ્યું હતું અને જીન્નત મહાલ પોતાના પુત્રને સિંહાસન મળે એમ માંગતાં હતાં. એ રાજખટપટથી હું વાકેફ હતો. પણ તેમાં જવાંબખ્તને માટે તાવીજની જરૂર શી? એ મને પૂછી લેવાનું મન થયું. પણ તે ન પૂછતાં મેં તો તેમનાથી છુટા થવાનો જ પ્રયત્ન કર્યો. કારણ કે મારી ગભરામણ વધતી જતી હતી. મેં કહ્યું : " હું કલન્દરશાહનો શિષ્ય છું. તે તો સુઇ ગયા છે. સવારે મળી શકાશે. તમે સામેના છાપરામાં પથારીઓ કરો. "

તેઓ તો ચુપ બેસી રહ્યા. તેમનો ઉઠવાનો વિચાર હોય એમ જ ન દેખાયું. મને ઉઠીને તેમની સાથે જઇ તેમને વળાવી આવવાનું મન થયું. પણ હિમ્મત ન ચાલી. મેં કુરાન ઉઘાડીને આમતેમ પાનાં ફેરવવા માંડયાં. થોડી વારે સ્હીને પાછું કહ્યું.

એટલે તેઓ બન્ને એકદમ ઉઠીને મારી ઉપર ધસ્યા. એકે તેના ચિંથરેહાલ લુગડામાં સંતાડેલો તમંચો કાઢયો: અને બીજાએ તેના મજબુત હાથથી મારૂં ગળું પકડયું.

તેમને ધસતા જોઇને જ હું સાવ ગભરાઇ ગયો. મારૂં ગળું દબાયેલું જોઇને અને મારી આંખોમાં તમંચો ભાળીને જીવ જાણે ઉડી ગયો. મેં ચીસ પાડવા માંડી; પણ અવાજ જ મરી ગયો લાગ્યો.

' ખબરદાર, અમે તને ઓળખીએ છીએ. ' મારા ગળા ઉપર ભીંસ દૃઢ થતી જતી હતી.

મારી આંખો નીકળી પડતી હતી. મને દુનિયાના પ્રલયનું દર્શન થઇ રહ્યું હતું. મારી આખી ઓરડી, નાનકડો દીવો અને કુરાન બધું ચક્કર ચક્કર ફરવું લાગતું હતું. તે શયતાનો મારા ઉપર રહ્યા તો માત્ર બે ત્રણ મિનિટ, પણ એ પળેપળ મને યુગ જેવડી લાગી, અને મારો જીવ નીકળી જતો હોય તેમ મારામાં અશક્તિ ઉભરાવા માંડી. ફસાયેલું કોઇ જનાવર તેના શિકારીની સામે ફાટેલી આંખે જોઇ રહે તેમ, હું એક મટકું યે માર્યા વિના તેમની સામે તાકી રહ્યો હતો. મારી આંખોમાં સબળાનો રોષ કે ઝનુન ન્હોતાં, પણ નિર્બળની દયાયાચના હતી.

તે ક્યાંય સુધી મુંગા રહ્યા. હું યે તેમની નીચે નિશ્ચેતન પડી રહ્યો. હું મરી જતો હતો.

ત્યાં એકે તેનું માથું મારા મોઢાની નજીક આણ્યું અને તમંચો આંખોની અડોઅડ લીધો. તેના હોઠ પીસેલા હતા, અને તેમાંથી ભયંકર અવાજ નીકળતો હતો.

"જો, આ વાત કોઇને કહીશ, તો તારો જાન લઇશું. અમે તને અને તારા બાપને બરાબર ઓળખીએ છીએ. પણ તું અમને નથી ઓળખતો. અમે શાહજાદા જવાંબખ્તના જાસુસ છીએ. અને તારી પાસેથી એક કામ કરાવવા આવ્યા છીએ. તે કામ એ છે કે તારા પિતા પાસે બાદશાહ શાહઆલમે સોંપેલા ગુપ્ત કાગળો છે, તે અમારે મેળવવા છે. તેમાં 'શાહી દફ્તરો'ની હાલત લખી છે. તે અમને લઇ આવી દે. તું તે કબુલ કરશે, તો અમે તને તારા કામમાં સહાય કરશું, અને નહીં તો અહીં-ને અહીં પૂરો કરશું."

તમંચો મારી આંખોમાં પેસતો જતો હતો. મારૂં શરીર ઠંડું પડતું જતું હતું. કપાળે પરસેવાના મોતીઓ જામ્યા હતા. હાથ અને પગ તો સાવ હરડાઈ ગયા હતા. આ ગભરામણમાંથી

મને માર્ગ સૂઝતો ન્હોતો. જવાબ આપતાં પહેલાં હું એજ સ્થિતિમાં જરાવાર પડ્યો રહ્યો. તેઓ મારી સામે અધીરાઈથી જોઈ રહ્યા.

ખુદાની એટલી મહેર કે આ સ્થિતિમાં મને તેણે અચાનક એક માર્ગ બતાવ્યો. એટલી ગભરામણમાં મને એ કેમ સૂઝ્યું એજ અત્યારે તો મને આશ્ચર્યજનક લાગે છે.

તેમણે મને કહ્યું કે તને સહાય કરવાને અમે તૈયાર છીએ. મારી આંખો સામે તરત જ દુરદાના દેખાઈ. તે ક્યાંથી આવી તે મેં ન જોયું. તે ચક્કર ચક્કર ફરતી ઓરડીમાં સ્થિર કેમ ઉભી શકતી હતી તે મને ન સમજાયું. મારા ઉપર બે સેતાનો ચડી બેઠા હતા અને મારો જીવ લેવાની અણી ઉપર હતા, છતાં તે કેમ મારી મદદે ન દોડી, એ મને ન કળાયું, છતાં તે મારી સામે સ્થિર અને સ્વસ્થ ઉભી હતી. મારે તેને મેળવવામાં સહાય જોઈતી હતી. અને જાસુસો મારી આ માગણીની સંભાવના સમજીને જ એ બોલ્યા હતા.

"તમે મને શી સહાય કરશો ?" મૃત્યુના મ્હોમાં પડેલા માણસનો જેવો અવાજ હોય તેવા અવાજે મેં કહ્યું.

"તારે દુરદાના જોઈએ છે, તે તને મળશે." મારા ગળા ઉપરની ભીંસ જરા ઢીલી થતી હોય એમ મને લાગ્યું. હું જરા સહેલાઈથી શ્વાસ લેવા મંડ્યો. "પણ તે પહેલાં અમારે કાગળો જોઈએ. તે તારે લાવી દેવા પડશે. ત્યાં સુધી તમે નહીં મળી શકો."

સર્પ સાણસામાં આવ્યો હોય, તેમ હું બરાબર સપડાયો હતો. છતાં યે, તેમાંથી હું છટકવાનો અને છટકીને તેમને ડસવાનો માર્ગ કરતો હતો. તેને માટે વખત જોઈતો હતો : તેમને થોડા ગાફિલ બનાવવા હતા.

"પણ એ કાગળો તો હું ન આપી શકું. મને તેની ખબર પણ નથી."

"તું જુઠું બોલે છે. શાહઆલમ બાદશાહે તારા પિતાને બુઝર્ગ અને વિશ્વાસપાત્ર સમજીને તે સાંચવવા આપ્યા છે અને જરૂરને વખતે તેમના વારસદારોને પાછા સોંપવા કહ્યું છે. તે કાગળો તારા પિતા પાસે છે અને તે ક્યાં છે તેની તને ખબર હોવી જ જોઈએ."

"હું એ કાગળોની તપાસ કરૂં અને કદાચ ન મળે તો?" હું તેમને વાતોમાં ઉતારતો હતો. "અને મળે તો મારે તમને ક્યાં આપવા? તમે દુરદાનાને કેવી રીતે મેળવી આપશો?"

તેમને મારામાં આસ્થા બેસતી જતી હતી. ધીમે ધીમે તે મારી જાળમાં આવતા જતા હતા. મારા ગળા ઉપરથી ભીંસ સાવ છુટી ગઈ હતી. માત્ર તેનો હાથ ત્યાં હતો. તમંચો પણ ઢીલો પડયો હતો.

"દુરદાનાને અમે કાશ્મીરી દરવાજાવાળા મકાનમાં કેદ કરી છે." તે બોલતો હતો અને તેની આંખોમાં વિજયનો ગર્વ ચમકતો હતો. "તમે અમને કાગળો આપો અને અમે દુરદાના આપીએ."

એ કાશ્મીરી દરવાજો ક્યાં આવ્યો એ મેં પૂછી લીધું. દુરદાના કેદમાં છે એ જાણી, હું તેને છોડાવવાને અધીરો બન્યો. તેની સહાયે દોડવાને વિચારે મારી નસોનું લોહી વેગથી દોડવા લાગ્યું. મારામાં નવું જોર આવ્યું.

તેઓ બેપરવાઈથી મારા જવાબની રાહ જોતા હતા. હું પૂરેપૂરો તેમની સત્તા નીચે છું એ ભ્રમણાએ તેમની ગફલત વધતી જતી હતી.

એ જોઇને, મારું બધું સામર્થ્ય એકઠું કરી મેં ઉથલો માર્યો. તેમની નીચે દબાયેલો જમણો હાથ મેં જોરપૂર્વક બહાર ખેંચી કાઢ્યો. તેના હાથમાંથી તમંચો આંચકી, તેની છાતીમાં જોરથી માર્યો, અને બીજાને ડાબે હાથે મુક્કો લગાવ્યો. અને બન્નેને ફેંકી દઇને હું ઉભો થઇ ગયો. તે બન્ને ઉભા થઇ મારી સામા થાય તે પહેલાં, પડખે પડેલી મારી શાલ લઇ, તેમના સામો તમંચો તાકી, હું તેમની ઉપર ચડી બેઠો. એકની છાતી-માંથી લોહી ચાલ્યું જતું હતું અને બીજો બેશુદ્ધ પડયો હતો. એ દશામાં એ બન્નેને મારી શાલ વતી મેં બાંધી લીધા અને તેમને એક ખુણામાં નાંખ્યા. મારી શાલ લોહીથી રંગાતી હતી.

તત્કાળ દીવો ઓલવી, હું બહાર નીકળ્યો અને મારી ઓરડીને તાળું મારી, કાશ્મીરી દરવાજા તરફ દોડયો. મારી પાછળ કોઇ દોડતું હોય એવો મને શક પડયો; પણ પાછા જોતાં જણાયું કે રાત્રિની શાન્તિમાં મારા પગલાંનો અવાજ જ મને ભૂલમાં નાખતો હતો.

હું કાશ્મીરી દરવાજે પહોંચ્યો : દુરદાના જે મકાનમાં હતી તેનો પત્તો મેળવ્યો. મકાનને ઉપરથી સાંકળ હતી. મેં તે ઉઘાડી. બારણાને મેં ધક્કો માર્યો. પણ તે અંદરથી બંધ હતું. મારી અધીરાઇ વધતી જતી હતી. મેં સાંકળના ત્રણ ટકોરા કર્યા. પણ કશો જવાબ મળ્યો નહીં.

મેં આસપાસ જોયું : અને ધીમેથી દુરદાનાના નામનો ઉચ્ચાર કર્યો. અંદરના ઓરડામાંથી કોઇ આવતું હોય એવો સંચાર સંભળાયો. મારા કાનમાં મૃદુ અવાજ અથડાયો: 'કોણ છો ?'

મેં દુરદાનાને બોલતી કોઇ દિવસ સાંભળી ન્હોતી: છતાં મને તેના સૂરની કલ્પના હતી. એ મારી દુરદાના બોલતી હતી. મારું હૃદય નાચવા માંડયું. અને ખુદાની મારા ઉપર રહેમ વરસતી

હતી, મારા આ સાહસમાં તેની ખુશાલી હતી તેનો તત્કાળ બીજો પૂરાવો સાંપડ્યો. દુષ્ટો દુરદાનાને કેદ કરી ગયા હતા પણ તેમણે તેને બાંધી ન્હોતી.

મેં મારૂં નામ આપ્યું. મારો સ્વર વર્તીને તેણે તત્કાળ બારણું ઉઘાડ્યું. અમે બન્ને એક બીજાને ક્યાંય સુધી નીરખી રહ્યાં. જીવનની આવી આ ધન્ય ક્ષણને માટે દુનિયાની દોલત કે મોગલ સામ્રાજ્યનો તાજ ફેંકી દેવા પડે તો યે તેની કાંઇ વિસાત નથી એવું મને તે ઘડીએ લાગ્યું. વાણીમાં ન વર્ણવી શકાય એવા મારા આ સુખને માટે સમાજ બેઇજ્જતી કે નામોશીનો કંટક–મુકુટ પહેરાવે તો યે તે બહુજ નાનો દંડ હતો એમ મારા દિલમાં થયું.

તેના કેદખાનાના અર્ધ–ઉઘડેલા દ્વાર ઉપર સ્થિર ઉભેલી દુરદાનાનું મારી તરસી આંખોએ, તરસ છીપે ત્યાં સુધી પાન કર્યું. તેને પેલા શયતાનો તેના શયન–ગૃહમાંથી રાતના પહેરવેશમાં ઉપાડી લાવ્યા હતા. છતાં તેના મુખ ઉપર વિષાદ કે વિહ્વલતા મને ન દેખાઇ. ઉલટું મારી આંખોએ તો તેને વિશેષ સુંદર જોઇ. તે કોઇ પ્રભુ–શિલ્પીની પરમ સૌંદર્યવાન કળા–પુત્રી જેવી શોભતી. અને તેની સંગેમરમર જેવી સ્વરૂપવાન કાયા ઉપર ચંદ્રદેવ તેના પિયુષના અભિષેક કરતો. હું તે દર્શન–સમાધિમાં લીન થઇ ગયો.

કોણ જાણે કેટલી વાર પછી હું એ સ્વપ્ન જેવી દશામાંથી જાગ્યો. તે પણ મારા સામું જોઇને ઉભી હતી. તેનું મ્હો મલકાતું હતું. આટલો બધો વખત વીતાવી દીધો એ માટે જરા મને ખેદ થયો. પેલા શયતાનો ઘર ફાઢીને પાછળ પડે તેવા પરાક્રમી છે એ મારો ભય પાછો જાગ્રત્ થયો. મેં દુરદાનાને મારી સાથે આવવા કહ્યું.

'ક્યાં?' તે બોલીઃ ગિરિશિખર ઉપરથી સ્વચ્છંદે ખેલતુ કોઇ ઝરણું નીચે ઉતરતું હોય, અને તેના હૈયામાંથી ઉઠતા ગાનના સૂર જેવા મીઠા લાગે, તેવો મધુર મને આ શબ્દ લાગ્યો. દુરદાનાનો બોલ મેં બીજી વખત સાંભળ્યો. આજ સુધી મે તે મારા અંતરમાં સંઘરી રાખ્યો છે.

'મારે ઘેર.' મેં થડકતે હૈયે જવાબ દીધો. તે શું જવાબ આપે છે તે સાંભળવા મેં મારા કાન માંડ્યા. ફરી વાર હું ભાન ભૂલતો જતો હતો.

તેણે પાલખીની માગણી કરી. હું પાગલ બનીને પાલખીની શોધમાં નીકળ્યો. લગભગ અર્ધી રાત ચાલી ગઇ હતી. એ વખતે પાલખી ક્યાંથી મળે? હું પગ ઘસતો પાછો આવ્યો. હું દુરદાનાના સૌંદર્ય ઉપર મોહિત હતો, પણ તેના આ પ્રકારના સ્વચ્છંદથી મને જરા ઓછું આવ્યું. પણ તેને જોઇને એ પાછું હું ભૂલી ગયો.

મેં તેને ચાલતા આવવાનું કહ્યું. તેણે તે કબુલ કર્યું. તે અંદર જઈ કંઈક ઓઢવાનું લઈ આવી અને તે શરીરે લપેટી લીધું. એ મકાનને સાંકળ દઇને અમે મારે મકાને જવા નીકળ્યા.

મને તો રખડવાનો અને માઇલોના માઇલો ચાલવાનો અભ્યાસ હતો. અને એ વખતે તો મારા શરીરમાં નવું ચેતન કુદતું હતું; વિજયની મદિરાની કટોરી ઉપર કટોરી હું પીતો જતો હતો, ચકચુર બનતો જતો હતો : એટલે એ બે શયતાનો સાથે બથંબથા કર્યા છતાં, અને પાલખીને માટે દિલ્હીના મુખ્ય લત્તાઓ થોડીવારમાં પગ નીચે કાઢી નાખ્યા છતાં, મને જરા યે થાક વર્તાતો નહોતો. પણ દુરદાનાની તો ડોલરની કાયા. સહેજ શ્રમમાં કરમાઇ જાય. તેને આજ;

સુધી પાલખી નીચે પગ મ્હોતો મૂકયો, છતાં આજે મારી સાથે લગભગ બે માઈલનો પલ્લો કાપવાનો હતો. તેનામાં તોફાન હતું, સ્વચ્છંદ હતો, અને પ્રેમિકાનું સાહસ હતું, પણ જોઈએ તેટલી તાકાત મ્હોતી.

એટલે કોઈ ન દેખે તેમ ઝપાટાબંધ ઘેર પહોંચી જવાની જરૂર હતી, છતાં અમારે ધીમે ધીમે ચાલવું પડયું. ચાંદનીએ તેના સૌમ્ય પ્રકાશની અમારા માર્ગ ઉપર સુંદર ચાદર પાથરી હતી : અને કોઈ ઉભેલા તરૂવરોએ કાળી છાંયા વડે તેમાં આલ્હાદક ભાત ગૂંથી હતી. અમે બન્ને પ્રેમીઓ તેના ઉપર પગલાં માંડતાં મારે ઘેર પહોંચ્યાં. રસ્તામાં અમે કશી વાત કરી નહીં. શી વાતો કરવી એ સૂઝયું નહીં. પ્રેમનું મિલન મુંગું અને મિતભાષી હોય છે.

ચંન્દ્રદેવ તેની દેવી રજની સાથે રાસ ખેલી વિદાયની તૈયારી કરતા હતા. રાત્રિના છેલ્લા પહોરની મીઠી ઉંઘમાં દિલ્હી ઉંઘતું હતું. મારે ઘેર પણ સૌ નિદ્રાધીન હતા : પણ એક દરવાન દરવાજે ઝોલાં ખાતો બેઠો હતો. હું દરવાજાની બારી ઉઘાડી અંદર દાખલ થયો. પાછળ દુરદાનાને લીધી. દરવાને કોણ છે એવો અવાજ કર્યો : પણ તેને ઈશારતથી ચુપ થવાની આજ્ઞા કરી. મને ઓળખીને તે ટટ્ટાર થયો. અમે તેની પાસે થઈને, ધીમે ધીમે મેડીના પગથીઆ ચડી, મારા ઓરડામાં પહોંચ્યાં.

ઓરડામાં અંધારૂં હતું. પાછળની બારી ઉઘાડી મેં ચંદ્રપ્રકાશને અંદર લીધો. દુરદાનાને ઝુલા ઉપર બેસાડી અને દીવાને ઠેકાણે શોધી દીવો કર્યો.

તે થાકી ગઈ હતી. કાલે સવારે રાજમહેલમાં મોટી શોધખોળ થઈ રહેશે એ ફાળે તેનું અંદર ધડકતું હતું. મને પણ એ બીક લાગતી હતી.

મને એથી વિશેષ ભય પેલા બે ભૂતાનોનો હતો. તેમને લોહીલોહાણ મૂકી હું નીકળી પડ્યો હતો. સવાર પહેલાં મારે તેમને સંભાળી લેવાની જરૂર હતી. મેં એ બધી વાત દુરદાનાને કહી અને તકિયે જઈ આવવાની રજા માંગી.

દુરદાનાને છોડીને જવું મને ગમતું ન્હોતું. વિધિના નિર્માણથી વિખુટી પડી ગયેલી ચક્રવાક અને ચક્રવાકીની જોડલી આખી રાત નદીને સામે સામે કાંઠે વિજોગના દુઃખમાં ઝુર્યાં કરે અને એ વિજોગી પ્રેમીઓ પ્રભાતમાં પાછાં મળે ત્યારે મિલનનું સુખ માણે, તેમના અંતરમાં આનન્દની ભરતીઓ ચડે એવું મિલનસુખ હું માણતો હતો. આવી આનન્દની ભરતીઓ મારા અંતરમાં ચડતી હતી. દેવોના વિશ્વકર્મા દેવલોકમાં સૃષ્ટિ રચે અને પછી ઘડીભર તેમની એ સર્જનકૃતિને નીરખવામાં સગર્વ તલ્લીન બની જાય, તેમ મેં પણ મારૂં સ્વર્ગ રચ્યું હતું અને એને નીરખવામાં હું મશગુલ બની, સર્જનનો સુખકર આહ્લાદ અનુભવતો હતો. મને મારૂં એ સ્વર્ગ છોડીને જવું કેમ ગમે ?

મને જવું ગમતું ન્હોતું, તેમ દુરદાનાને આ અજાણ્યા ઘરમાં એકલી કેમ મૂકી જવાય એ પ્રશ્ન પણ વિચારવાનો હતો. છતાં, ગમે તેમ, મારે ગયા વિના છુટકો ન્હોતો. દુરદાના મને જવા દેવાને નાખુશ હતી. મેં તેને સમજાવી અને તેણે જવાની હા પાડી. ઝટ પાછા આવવાનો કરાર કરી હું નીકળ્યો.

નીચે આવી દરવાજે સુતેલા દરવાનોમાંથી એકને જગાડ્યો અને તેને સાથે આવવા કહ્યું. તેણે તેના હથિયારો પહેરી લીધાં: અને અમે બન્ને ઝપાટાબંધ તકિયાને માર્ગે ચાલ્યા.

રાત લગભગ પૂરી થવા આવી હતી. મળસ્કાની પહેલાં થોડીવાર જે ગાઢ અંધારૂં હોય છે તે હતું. માર્ગમાં કોઇનો પણ ભેટો થયા વિના અમે તકિયે પહોંચ્યા. રસ્તામાં મેં મારા દરવા-

નને સાવ ચુપ રહેવાની અને મારા ઇશારા મુજબ વર્તવાની સૂચના આપી દીધી.

મારી ઓરડીના બારણા પાસે આવીને અમે ઉભા : બારણા ઉપરનું તાળું સાબુત હતું. બારણામાં કાન માંડીને સાંભળવાનો પ્રયત્ન કર્યો પણ કશો જ અવાજ ન સંભળાયો. મને મનમાં સ્હેજ સંશય થયો કે એ શયતાનો ન્હાસી તો નહીં ગયા હોય ને? મેં આસપાસ અને ઓરડીના છાપરા ઉપર જોયું; પણ અંધારામાં કશું બરાબર દેખાયું નહીં.

સાવધાનીથી ઓરડીનું તાળું ઉઘાડી હું અંદર દાખલ થયો: અને ઇશારાથી દરવાનને બહાર ઉભો રાખ્યો. જોયું તો બન્ને જે સ્થિતિમાં હું મૂકી ગયો હતો તે જ સ્થિતિમાં પડયા હતા. તેમાંથી છુટવાનો કે ન્હાસવાનો તેમણે પ્રયત્ન કર્યો હોય એવું પણ ન દેખાયું. લુગડામાં બાંધેલાં બે મુડદાં પડયાં હોય તેમ તે પડયા હતા.

મેં દરવાનને અંદર બોલાવ્યો. તેની પાસે એક જાસુસને છુટો કરાવ્યો અને તેના હાથ દોરડાથી બંધાવી તેને એક ખુણામાં ઉભો રખાવ્યો. તેને છોડયો ત્યાં સુધી તે બેશુદ્ધ અવસ્થામાં હોય એમ જણાયું. તેણે સહેલાઇથી હાથ બાંધવા દીધા અને કહેવા પ્રમાણે, કહ્યાગરા ગુલામની માફક, ખુણામાં જઇને તે ઉભો રહ્યો. એ જોઇને મને જરા આશ્ચર્ય થયું. મને તેનો મર્મ ન સમજાયો.

બીજા જાસુસને તો તમંચો બરાબર લાગ્યો હતો. તેની છાતીમાંથી પુષ્કળ લોહી નીકળ્યું લાગતું હતું. મારી આખી શાલ તેના લોહીથી રંગાઇ ગઇ હતી. તેને પણ છોડયો. તે નિશ્ચેતન પડયો હતો. તેનામાં ઉચું જોવાની તાકાત પણ ન્હોતી રહી. તેના હાથ દરવાને બાંધ્યા અને તે પણ તેના સાથીના સામેના ખુણામાં જઇને બેઠો.

આ બન્ને શયતાનો, દુરદાના અને હું પ્રેમમાં છીએ એ થોડું જાણતા હતા; પણ તેઓએ દુરદાનાને તેના શયનખંડ-માંથી ઉપાડેલી, તે મને સહાય કરવાને નહીં, પણ મારાથી તેને સદાને માટે અલગ કરવાને. શાહજાદો જવાંબખ્ત–જેના તે જાસુસ હતા, તે આ દુરદાના પાછળ ઘેલો બન્યો હતો. તેને, ગમે તે ઉપાયે દુરદાનાને હાથ કરવી હતી. બન્ને સાથે જ રાજ–મહેલમાં રહેતા. એટલે તેણે બે ત્રણ વખત દુરદાનાને દિલની વાત કહી હતી અને દુરદાનાએ તેનો તિરસ્કારપૂર્વક ઇન્કાર કર્યો હતો. એટલે તેને ઉપાડી લાવી, કોઇ ગુપ્ત સ્થળે રાખવી અને તે માને તો મનાવી મહારાણી બનાવવી અને નહીં તો તેને રીબાવી મારી નાંખવી એ શાહજાદાની યોજના હતી. તે મુજબ દુરદાનાને ધમકી પણ અપાઈ. દુરદાનાએ ઝીન્નત મહાલ બેગમની છાયામાં એ બનતું અશક્ય છે એમ માનીને તેની અવગણના કરી, અને શાહજાદા તરફ ઉઘાડો તિરસ્કાર બતા-વવા માંડયો. શાહજાદાથી તે ન સહાયું. છેવટે તેની આજ્ઞાથી દુષ્ટોએ તેનું હરણ કર્યું. પછી ખુદાની મહેરથી મેં તેને છોડાવી, મારા રક્ષણ નીચે મૂકી.

'તમને જીન્દગી સુધી અંધારા ભોંયરામાં કેદ રાખવાની સજા થઇ છે.' એટલું કહીને હું જાસૂસો સામે તાકીને જોઇ રહ્યો. મારા મ્હોમાંથી આ શબ્દો નીકળતાં તેમની છાતીમાં છૂરી તમંચા ભોંકાયા હોય એવું દર્દ તેમના મ્હોં ઉપર દેખાયું. તે જ્યાં હતા ત્યાં સજ્જડ થઇ ગયા. તેમનાં શરીર થરથરવા લાગ્યાં. તેમના મ્હો ઉપર ગુન્હેગારની દીનતા સ્પષ્ટ વંચાતી હતી. તેમને લાગી ગયું કે હવે છુટવાનો કે મારી મેળવવાનો કોઇ માર્ગ નથી. હું આવ્યો ત્યારે' તેઓ ઉંધમુંધ પડયા હતા અને મારા આવ્યા પછી મારા કહેવા મુજબ તેઓ કર્યે જતા હતા, તે મને પ્રથમ વિચિત્ર લાગેલું ; પણ હવે તેનો અર્થ મને સમ-જાયો. તેઓના દિલમાં ભય પેસી ગયો હતો કે દુરદાના મને

બધી વાત કરી દેશે અને હું આવીને કશી યે વાત કર્યા વિના એમનું માથું ઉડાવી દઈશ.

'ઓ કુમાર, અમે તમારા કુતરા છીએ. એક વખત માફ કરો!' એકના મ્હોમાંથી આજીજી નીકળી પડી.

તેમના પ્રત્યે મારા અંતરમાં ધિક્કાર ઉભરાતો હતો; તેમને જોઇને મારી આંખોમાંથી ખુન્નસ વરસતું હતું, પણ એ બધું છતાં યે, આ શબ્દો સાંભળીને મને તેમની પામરતા માટે દયા આવી. પણ એ દયાની લાગણીને બળાત્કારે મેં દાબી દીધી.

હું કલન્દરશાહ પાસે ગયો. તેમને બધી વાત કહી. મારી બહાદૂરી અને મારા સાહસને માટે તેમણે મને શબ્દોમાં અભિનન્દન ન આપ્યું પણ તેમની આંખોમાં મેં તે વાંચ્યું. તેમની પાસે તકિયાની અંદરની એક ગુપ્ત ઓરડીમાં આ જાસુસોને પુરવાની મેં પરવાનગી માગી. તેમણે થોડી આનાકાની પછી હા કહી. મેં એ બદમાશોને તેમાં પૂર્યા અને ઉપર તાળું માર્યું. છેવટની પળ સુધી તેમણે મારી પાસે દયા યાચ્યા કરી; પણ મેં ગણકાર્યું નહીં.

કલન્દરશાહની રજા લઈ હું ઘેર જવા નીકળ્યો. પક્ષીઓ પ્રભાતના સ્વાગતનું ગાન ગાઇ રહ્યાં હતાં. દુરદાનાને મળવાના આનન્દમાં પગ ઝપટથી માર્ગ કાપતા હતા.

હું ઘેર પહોંચ્યો. દુરદાના ઘસઘસાટ ઉંઘતી હતી. મનોરમ લીલી પાંદડીઓમાં લપાઇને અધું ઉઘડેલું કમળ-પુષ્પ પડ્યું હોય એવું તેનું મુખ શોભતું હતું. હું ઘડીભર થંભીને તે નીરખી રહ્યો.

મારા માતપિતા જાગ્યા હતા. પિતાજી પ્રભાતની નમાઝ પૂરી કરી, રિવાજ મુજબ ધર્મગ્રંથો વાંચતા હતા. હું કલન્દરશાહને

તકિયેથી ઘેર આવ્યો છું તેની તેમને હજી ખબર ન્હોતી પડી. માતા પણ દિનચર્યામાં રોકાયાં હતાં. હું આવ્યો છું તેથી તે પણ અજાણ હતાં.

મને તેમની પાસે જતાં કમ્પ થતો હતો. હું માતાની સખ્ત નામરજી છતાં, ફકીર બનવાને કલન્દરશાહ પાસે ગયેલો: અને ત્યાંથી, અમારા કુલની ધર્મ–પ્રતિષ્ઠાને ઝાંખપ બેસે, મારા માતા અને પિતાનું દિલ ચિરાઇ જાય એવું કૃત્ય કરીને પાછો આવતો હતો, એ વાત હું માતાને કયે મોઢે કહું ? મારી અનેક નબળાઇઓ અને મારા અનેક દુર્ગુણો માટે મને કેટલાય માણસો તિરસ્કારતા. છતાં સદાય મમતાની સ્નેહાર્દ્ર મીઠી નજરે મારી એ બધી ભૂલો માફ કરનાર માતા પિતા તો, આ ઘટનાને પણ, એક ભૂલ માનીને મને ચુંબન કરશે એવી મને ખાત્રી હતી. પણ એ ભૂલ ન્હોતી, મેં ઇરાદાપૂર્વક, ખૂબ વિચાર કર્યા પછી તેમનો વિશ્વાસઘાત કર્યો હતો એમ મારા દિલમાં ખુદા બોલતો હતો. સાચેસાચ, મેં માતાપિતાને છેતરીને તકિયાનો માર્ગ લીધો તે ઘડીએ મને દુ:ખ થયું હતું. જેની જ્વાળાએ પાપો ભસ્મ બને છે એવો શુદ્ધ પ્રાયશ્ચિતનો પાવક મારા અંતરમાં સળગતો હતો. ખુદાની અનંત કરૂણાઓ માંહેની તેની મારા ઉપર મોટામાં મોટી કરૂણા તો એ છે કે તે મારી જુવાનીના આંધળા દિવસોમાં પણ મને ન્હોતો ભૂલ્યો. હું તેને મારા હૈયામાંથી પદભ્રષ્ટ કરીને કાઢી મૂકતો. તેનો સાવ ઇન્કાર કરીને મારે સ્વચ્છંદને માર્ગે આગળ ચાલતો. પણ તે છતાં યે તે માલિક મારા અંતરમાં સદા વસતો રહ્યો છે.

ગમે તેવું ઘોર પાતક કર્યું હોય, અને ગુન્હેગારનું દિલ ગમે તેટલું જોરથી ધબકતું હોય, આગળ વધતાં પગ ગમે તેટલા પાછા પડતા હોય, છતાં, ઓહો, માતા કેટલી માયાળુ હોય છે ! કેવા ઉમળકાથી તે તેના પુત્રવત્સલ ખોળામાં પુત્રને ખેંચી લ્યે

છે ! જગત્ માથે તિરસ્કાર વરસાવતું હોય, દુનિયા તેને દ્રોહી ગણી તેનું ખુન કરવા તલસતી હોય, પ્રભુની આવડી આ વિશાળ અવનીમાં ક્યાંય ઉભવાની પણ એક તસુ જગ્યા ન મળતી હોય, ત્યારે એ જગતના તિરસ્કારને ઝીલીને, અને દુનિયાની લોહીપિપાસાની પરવા કર્યા વિના, એ બધા વિરોધ વચ્ચે, બાળકને માતા વિના કોણ છાતી સાથે ચાંપે ? માતૃપ્રેમનો અર્થ મને આ પ્રસંગથી સમજાયો.

મારા પગ પાછા પડતા હતા, છતાં હું માતા પાસે પહોંચ્યો. તે નયનો ઢાળીને પુષ્પોનો હાર ગુંથતી બેઠી હતી. હું કાંઇ બોલ્યા ચાલ્યા વિના તેના ચરણમાં જ લોટી પડયો. મારા મ્હોમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. મારી આંખોમાંથી આંસુની ધારા ચાલી જતી હતી. એ આંસુથી માતાના પગ ધોવાઇ ગયા.

આખી રાતના ઉજાગરાને લીધે અને આગળના કેટલા યે દિવસની અશાન્તિને લીધે, મારૂં મ્હોં સાવ દુર્બળ બની ગયું હતું.

મારી માતા મને જોઇને ઘેલી બની ગઈ અને તેને કોણ જાણે શું યે થઇ ગયું. તેણે તેના બે હાથમાં મારૂં મ્હોં લીધું. અને તે ઉંચું કરીને તે મારા સામું જોઇ રહી. આજ સુધી તેણે મને બાળક જ માન્યો હતો: અને આ ઘડીએ પણ તે મને બાળક માની તેના ખોળામાં ખેંચવા લાગી, અને મારાં આંસુ લુછવા લાગી. તેને થયું કે તકિયાની તપશ્ચર્યા મારાથી ન સહાઇ, એટલે એ મૂકીને હું પાછો આવ્યો છું અને તેની ઇચ્છાની મેં અવગણના કરી તે માટે મને અફસોસ થાય છે. ઓ ભોળી મા ! હું તારા એ પ્યારને જરાયે લાયક ન્હોતો.

તેનું વાત્સલ્ય ઉભરાઇ જતું હતું. જાણે વાત્સલ્ય સરિતામાં પૂર આવ્યાં હોય તેમ એ ઉછાળા મારતી હતી. એ ધારાઓ

ઝીલતો હું જેમ માતાના ઉછંગમાં ખેંચાતો જતો હતો, તેમ મારો અશ્રુપ્રવાહ પણ વધતો ગયો. જાણે દિલનાં બધાં પાપ આંસુ બનીને નીકળી ગયાં. એ વખતે માતા પાસે, મારા ગુન્હાનો એકરાર કરીને હું ઉભો થયો, ત્યારે મને બરાબર એમજ લાગેલું.

માતાએ તેની માતૃત્વની લાગણીઓથી ચમકતી આંખોથી મને કંઇ કંઇ કહી નાંખ્યું: મને કંઇ કંઇ પૂછી લીધું, પણ એ બધાના જવાબમાં મારી અશ્રુ-ધારા વધારે વેગવંત બનતી. હું ખુબ રોયો, પેટ ભરીને રોયો. પ્રેમની સત્તામાંથી છુટીને દિલ ખાલી થયું ત્યાંસુધી રોયો. આખરે આંસુ ખુટયાં, હૈયું હળવું થયું. મેં વિશ્વાસઘાતની અને પ્રેમની આખી કથની માતાના ચરણમાં મૂકી લીધી. દુરદાના મારા ઓરડામાં છે એ જણાવી દીધું.

માતા સાંભળીને હેરત પામ્યાં. શું કરવું એ તેમને ન સુઝયું. હું શેતરંજની આખી રમત રમી ચુકયો હતો, અને મારી ગણતરી પ્રમાણે જીતી ગયો હતો. તેમની ગણતરી પ્રમાણે હારી ગયો હતો. પણ એ બની ગયું હતું. હવે પાછા પગ કરવાનું અશકય હતું. આ ગુચભર્યા કોયડાને કેમ ઉકેલવો તે તેમની મહા મુંઝવણ હતી.

તે મને પિતા પાસે લઇ ગઇ. પ્રથમ તો મને જોઇને પિતા હરખાયા. મારો કૃશ ચહેરો એ તેમના માર્ગે મારી પ્રગતિની નિશાની છે એમ તેમણે માન્યું. પણ માતાએ બધી વાત કરતાં તેમને જબરો આઘાત થયો. એ વાત દરમ્યાન તેમના ચહેરાના રંગો જોઇને હું ધ્રૂજતો હતો.

તેમણે મને સખ્ત ઠપકો દીધો. ખુદાની આ ખફગી તેમને માથે ઉતરી એ માટે ખુબ શોચ કર્યો અને મને લાડમાં ઉછેરવા માટે મારી માને કેટલાંય કડવાં વેણ કહ્યાં.

તેમણે દુરદાનાને તેમની પાસે બોલાવી. હું શરમથી નીચું માથું નાંખી બેઠો હતો. તે આવી. આવીને મારા પિતાને ઝુકીને નમન કરી ઉભી રહી. પિતાએ તેને પણ બધી વાત પૂછી. દુરદાનાએ કહ્યું: "આપના પુણ્યે આપના પુત્રે મને એ શયતાનોના હાથમાંથી છોડાવી. હવે મને મારી માતા પાસે મોકલી આપો. તેની મંજુરી મેળવી અમે શાદી કરશું. આપ અમને આશિર્વાદ આપજો." દુરદાનાની આટલી જાગ્રત બુદ્ધિથી અને તેના હિમ્મતવાન જવાબથી હું દંગ થઈ ગયો. અમારો માર્ગ સાફ થઈ ગયો.

પિતાએ અમને બન્નેને તત્કાળ બેગમ સાહિબા જીન્નત મહાલ પાસે મોકલ્યાં.

જીન્નત મહાલ તો દુરદાનાને જોઇને તેને વળગી પડ્યાં અને બાથમાં લઇ તેને કચરી નાંખી. સવારના દુરદાનાને ન જોવાથી તે વ્યાકુળ બની ગયાં હતાં અને દાસદાસીઓ પાસે આખો મહેલ ઢુંઢાવી નાખ્યો હતો. ચોદિશમાં ઘોડેસ્વારો પણ નીકળી ચૂકયા હતા. પણ અમે પહોંચ્યા તે પહેલાં તેમાંથી કોઇ ભાળ લાવ્યું ન્હોતું.

દુરદાના જીન્નત મહાલ બેગમને કેટલી પ્રિય હતી એ હું બારણા વચ્ચે ઉભો ઉભો જોતો હતો. બેગમે અમને બન્નેને સાથે બારણામાં પેસતાં જોયાં હતાં; પણ પ્રેમના આવેશમાં તે મને વિસરી ગયાં હતાં.

થોડી વારે એ ઉમળકો શાન્ત થયો અને માદીકરી સાથે ગાલીચા ઉપર બેઠાં. મારા ઉપર બેગમની નજર પડી અને મને તેમણે મૃદુ અવાજે સામેના ગાલીચા ઉપર બેસવા કહી, ગફલત માટે માફી માંગી.

દુરદાનાએ બેગમને બધી વાત કરી. તેને જવાંબખ્તના જાસુસોએ કેવી રીતે અધરાતે ઉઠાવી, અને કાશ્મીરી દરવાજે, અંધારા ભોંયરા જેવા ઘરમાં કેમ કેદ કરી તે કથની કહી. એ શયતાને એ કલન્દરશાહને તકીયે આવી મારા ઉપર હુમલો કર્યાની, અને તેમાંથી ખબર પડતાં, મેં તેને છોડાવ્યાની વાત, રંગ પૂરીને, કહી સંભળાવી. મારૂં નામ આવતાં, તેણે અને બેગમે બન્નેએ અહેશાનભરી નજરે મારી સામે જોયું. અત્યાર સુધી બન્ને સામે સ્થિર નજરે તાકીને હું કથા સાંભળતો હતો; પણ મારૂં નામ આવતાં મેં નજર પાછી ખેંચી લીધી અને જાણે અહેશાનને લાયક ન હોઉં તેમ નીચું જોઈ જમીન કોતરવા માંડી.

દુરદાનાએ એ બે જાસુસોનાં નામ આપ્યાં. તે અત્યારે કલન્દરશાહના તકિયાની એક અંધારી ઓરડીમાં કેદ છે એમ જણાવ્યું અને એ દીર્ઘદષ્ટિભર્યા પરાક્રમનો યશ મારો છે એ પણ ઉમેર્યું.

જીન્નત મહાલ મારી આ બહાદૂરીથી ખુશ થઇ ગયાં. તે મને ઓળખતાં હતાં; પણ દુરદાનાના જાનના રક્ષક તરિકે અને એ દુષ્ટોના દુષ્કૃત્યનાં ત્રાસમાંથી તેને સલામત ઉગારી લેનાર તરિકે, મારી તેમને નવી પિછાન થઇ. પણ હજી એક એથી યે વધારે મહત્ત્વની પિછાન થવી બાકી હતી.

દુરદાનાએ, આ બધી કથની કહી રહ્યા પછી, અચકાતાં અચકાતાં અમારા પ્રેમની વાત કહી. બેગમ તેની સાથે, તેની શાદીના સંબંધમાં કેટલી યે વખત વાતો કાઢતા અને દુરદાના સંકોચ વિના પોતાનો અભિપ્રાય આપતી; એટલે દુરદાનાને આ વાત કહેતાં ખાસ સંકોચ ન થયો. પણ બેગમ એ સ્વીકારશે નહીં એ બાબત સંદેહ હોવાથી, તે જરા અચકાતી હતી.

જીન્નત મહાલ બેગમની વય પચાસની આસપાસ હતી. તેમના વદન ઉપર વૃદ્ધત્વે તેનાં નિશાન મૂકવાનો આરંભ કરી

દીધો હતો છતાં તેમની આંખોમાં યૌવનના કોડ સમજવાની અને સંતોષવાની હોંશ ચમકતી મેં જોઈ.

દુરદાનાની માગણી સાંભળી, તેમણે મારી સામે જોયું. જીન્દગીમાં કોઈ દિવસ નહીં એટલો સ્વરૂપવાન અને આકર્ષક એ ઘડીએ હું લાગતો હતો હતો, એમ પાછળથી દુરદાનાએ મને કહ્યું.

મારું પરાક્રમ સાંભળી, બેગમને મારા માટે પક્ષપાત થયો હતો; અને દુરદાનાની આ માગણી સાંભળી, તેમને મારે માટે ખુબ લાગ્યું ન હોય એમ દેખાયું. તેમણે મને તેમની પાસે બોલાવ્યો અને પાસે જ ગાલીચા ઉપર બેસાડ્યો. મેં જેને જીવનની ધન્ય ક્ષણો માની હતી, તે અત્યારે હું ભોગવતો હતો. મારૂં અને દુરદાનાનું હૃદય આનન્દથી કૂદતાં હતાં. અમને બન્નેને જીવન-સાથી બનવાની અમારી ભાવના સફળ થવાની સંપૂર્ણ આશા દેખાતી હતી.

અમે બન્ને જીન્નત મહાલની પાસે બેઠાં હતાં, ત્યાં રિવાજ મુજબ, કચેરીએ જતાં પહેલાં બાદશાહ બહાદુરશાહ એ ઓરડામાં આવ્યા. ત્રણે તત્કાળ ઉભાં થયાં અને ઝુકીને નમન કર્યું. બહાદુરશાહે હાસ્યથી તે સ્વીકાર્યું. તે સામે પાટ ઉપર બેઠા. એટલે અમે અમારી બેઠક લીધી.

બાદશાહ મને બરાબર ન્હોતા ઓળખતા. જીન્નત મહાલે મારી ઓળખાણ આપી, દુરદાનાની વીતક વાર્તા કહી અને છેવટ મારા અને દુરદાનાના પ્રેમની અને તેને પોતાના અનુમોદનની વાતથી વાકેફ કર્યા.

બેગમ જીન્નત મહાલ જેટલું કહેતાં, તેટલું બાદશાહ બહાદુરશાહ વિના સવાલે સ્વીકારી લેતા. તેમણે બેગમની ઇચ્છા મુજબ, અમારી શાદી કરી આપવાની વાત સ્વીકારી લીધી.

તેજ દિવસે સવારના દરબારમાં, બહાદૂરશાહે અમારી શાદી જાહેર કરી અને તે મંગળ સમાચાર મારા પિતાને મોકલ્યા. અમારો લગ્નોત્સવ આઠ દિવસ પછી લાલ કિલ્લામાં જ નક્કી થયો. હું જીન્નત મહાલની પાસે જ, દુરદાનાના સંગમાં આખો દિવસ કિલ્લામાં જ રહેવા લાગ્યો.

ખુબ ભભકાથી અમારો લગ્નોત્સવ થયો. બાદશાહ અને બેગમના આશિર્વાદ અને દુરદાના લઈ, મહા વિજય કરીને ઘેર પાછો ફરતો હોઉં તેમ, હું ઘેર આવ્યો. માતા અને પિતા બન્નેએ મારાં ઓવારણા લીધાં. અનિષ્ટમાંથી ઇષ્ટ થઇ ગયું, તે માટે તેમણે ખુદાની અનેકાનેક બંદગીઓ કરી અને હું વિજયમસ્ત બનીને, મારે માર્ગે ચાલવા માંડયો. ઓહો, તે દિવસોમાં મને, ખરો મધ્યાન્હ તપતો હોય તે ઘડીએ પણ આકાશમાં ચંદ્ર અને તારા ઉગાડવા જેટલી શક્તિ મારામાં લાગતી. અને આજે તો, આકાશમાં ચંદ્ર અને તારાઓ શીતળત વરસાવતા પ્રકાશના હોય તો યે, આ આંખોમાં તે નિરખવાની તાકાત પણ નથી રહી. તે દિવસે જોબન ફાટફાટ થતું હતું.

જીન્દગીના આ પ્રથમ વિજય પછી કેટલાક દિવસ બાદ, હું અને દુરદાના પિતાજી સાથે અંબાલા ગયા. અંબાલામાં પિતાજીનો એક પરમ ભાવિક શિષ્ય રહેતો હતો. ત્યાં બરાબર એક વર્ષ રહ્યા. એ વરસમાં દિલ્હીમાં ઉલ્કાપાત થઇ ગયો. મોગલ શાહેનશાહત જમીનદોસ્ત થઇ ગઇ. બહાદૂરશાહ અને તેના સ્વજનો કંપની સરકારના કારાવાસમાં બંદી બન્યા. અમને એની ખબર છેલ્લી ઘડીએ પડી. અમે એ સાંભળી દિલ્હી દોડયાં. દરવાજા પાસે પહોંચ્યાં, ત્યારે અંગ્રેજ લશ્કર, દિલ્હીનો વિખ્યાત દરવાજો તોડી અંદર પેસતું હતું.

અમે સીધો લાલ કિલ્લાનો માર્ગ લીધો. હું, મારા પિતા, અને દુરદાના ત્રણે ઘોડા દોડાવ્યે જતાં હતાં. મારો અને દુર-

દાનાનો ઘોડો સાથે રહેતોઃ અને મારા પિતા પાછળ ચાલતા. મારા પિતા અતિ વૃદ્ધ હતા; તોપણ તે ગાઉના ગાઉ, ઘોડા ઉપર, થાક્યા વિના મજલ કરી શકતા. અને દુરદાના પણ સુકુમાર છતાં, ક્યાંય સુધી સરસ સવારી કરી શકતી. અંબાલા અમે હતાં, ત્યારે દરરોજ સવારે ઘોડેસવારીએ નીકળી પડતાં અને તેમાં મને તે ઘણી વખત હંફાવતી. એ સ્મરણ અત્યારે તાજું થઇ આવે છે.

દિલ્હીના મુખ્ય માર્ગ ઉપર અમે ઉતાવળે દોડચે જતાં હતાં. પણ જાણે એ રસ્તો અમને ખાવા ધાતો હોય એવો શૂન્ય લાગતો. બન્ને બાજુની કેટલીયે દુકાનો ઉઘાડી પડી હતી. અંદરના માલ અવ્યવસ્થિત સ્થિતિમાં પડ્યા હતા અને માલિક જાન બચાવવા જીવ લઇને નાસી ગયા લાગતા હતા. કેટલીક સોનાચાંદીની અને જરઝવેરાતની દુકાનોમાં તો અંગ્રેજ સિપાઇઓ પેસી નિરાંતે લૂંટ ચલાવતા હતા. અમારાથી થોડે દૂર યુદ્ધની નોબતો ગાજતી સંભળાતી. અમે જેમ માર્ગ કાપતા, તેમ તેનો અવાજ નજીક નજીક આવતો જતો હતો અને મારો હાથ, મારી કેડે લટકતી તલવાર ઉપર પડતો હતો. મારી આંખો ચારે બાજુ સાવધાની માટે ઘુમતી હતી. દૂર દૂરના માર્ગો ઉપરથી મોટો શોરબકોર સંભળાતો હતો.-નજીકનાં ઘરોમાંથી કેટલીયે કરુણ અને હૃદયને વીંધતી કારમી ચીસો સંભળાતી હતી. જાણે વિનાશનો દાનવ દારૂ પીને, ગાંડો બની, દિલ્હીમાં નાચતો હતો અને તેની નજરે જે જે પડે તેનો ભૂક્કો કરતો હતો. અત્યારે આ આખું દૃશ્ય આંખ સમીપ ખડું થતાં કમ્પારી છૂટે છે. એમ થાય છે કે ખુદાએ મને એ જોવામાંથી બચાવી લીધો હોત, મને ફક્ત એકાદ અઠવાડીયું મોડા ખબર પહોંચાડ્યા હોત !

આજે આવા વિચાર આવે છે; પણ તે ઘડીએ તો મારી નસોમાં ઝનુન ઉકળતું હતું અને મોગલ સલ્તનતનું-તેના પાટ-

નગર દિલ્હીનું દફન કરી રહેલા એ વિદેશી સિપાઈઓને જોઈ તેમના રુધિરનું પાન કરવાની પ્રબળ ઇચ્છા થતી હતી. એમ થતું હતું કે ખુદા મારામાં એટલી તાકાત પૂરે કે હું એકલો બાદશાહી એક્કાઓની પેરે, સેનાની સેનાઓને કાપી નાખું અને બહાદૂરશાહના તખ્તને સાબુત બનાવું. તે વખતે દુરદાનાની આંખોમાં પણ ખુન્નસ ચમકતું હતું. તેની નસોમાં વહેતું મોગલોનું લડાયક લોહી તપી ઉઠ્યું હતુ. તેની આંખો તપાવેલ ત્રાંબા જેવી લાલચુમ લાગતી. તેણે નારીનાં વસ્ત્રો પહેરેલાં છતાં ઉપર લોખંડી બખ્તર અને માથે ટોપ સજ્યાં હતાં. તે રણચંડીના અવતાર જેવી લાગતી.

મારા પિતા પણ આ દૃશ્ય ન જોઈ શક્યા. તેમના સ્વભાવમાં જુસ્સો અને આગ તો પ્રથમથી જ હતાં. જુવાનીના દિવસોમાં તેમણે લશ્કરમાં કામ કરેલું અને એક બહાદૂર યોદ્ધા તરિકે ખુબ સન્માન પામેલા. એટલે આ, તેમના સ્વજનના વિનાશનું દૃશ્ય જોતાં, તેમની જુવાની જાણે તેમના વૃદ્ધ અંગોમાં પાછી દોડવા લાગી. તેમના મ્હોમાંથી વારંવાર, તેમની અંદર સળગતો ક્રોધાગ્નિ બતાવતા ઉદ્ગારો નીકળી પડતા હતા. ઇસ્લામી સંસ્કૃતિ અને ઇસ્લામી ધર્મની રક્ષા, જેવી રીતે ઇસ્લામીઓએ એક હાથમાં તલવાર અને એક હાથમાં કુરાને શરીફ રાખીને કરી છે, તેવી રીતે, ધર્માત્મા સમા મારા પિતાએ મોગલોની રક્ષા કરવા કમર કસવા માંડી.

અમારા ઘોડાઓ માર્ગ વળતા હતા, ત્યાં પાસેની જ ગલ્લીમાં થોડા સિપાઈઓ તોફાન મચાવતા હોય, અને સ્ત્રીઓ ગુમરાણ કરતી હોય એવો અવાજ આવ્યો. મેં એ તરફ નજર ફેરવી. ત્યાં એક કિશોર વયની સ્ત્રી મુઠીઓ વાળીને અમારી તરફ દોડતી આવી. તેનો શ્વાસ માતો ન્હોતો; તેનાં લુગડાંનું કંઇ ઠેકાણું ન્હોતું. તેના મોઢામાંથી 'મને બચાવો, મને બચાવો'ની ચીસ નીકળતી હતી: અને તેની પાછળ એક સિપાઈ

હાથમાં ભાલો લઇને દોડયો આવતો હતો. એ શરમની વાત છે, પણ મારે નોંધ્યા વિના છુટકો નથી કે એ દોડનારો પણ, આપણો દેશી સિપાઇ હતો. એ મારો જ દેશબંધુ હતો. જાત અનુભવથી કહું છું કે દિલ્હીના પતન વખતે અત્યાચારો અને અધમાચારો તો આપણા દેશીઓને હાથે જ થયા છે. અલબત્ત અંગ્રેજ સિપાઇઓનો યે તેમાં સારો હિસ્સો તો છે જ.

મેં તત્કાળ મારા ઘોડાની લગામ ખેંચી અને એ બાઇને મારી તરફ આવવા અવાજ દીધો. મારા પિતા પેલા પશુ-સિપાઇની પાછળ દોડયા અને એક તલવારને ઝાટકે તેને પૂરો કર્યો. તે સિપાઇએ દારૂ પીધો હતો અને વિષયાંધ હતો, એટલે જરાયે સામો થયા વિના તે મારા પિતાના ઘાથી નિષ્પ્રાણ થઇ પડયો.

પેલી બાઇ મારી પાસે આવી; પણ તે બોલી શકતી ન્હોતી. તેની આંખોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. તેનો હાથ જાણે તેના ઘરની દિશામાં સજ્જડ થઇ ગયો હોય એમ તે લંબાવીને ઉભી હતી.

અમે ત્રણે એ ઘર તરફ દોડયાં. આંગણામાં પ્રવેશ કરતાં જ બે સિપાઇઓ સામા મળ્યા. મારા પિતા તેમને રોકવા રહ્યા અને હું અને કુરદાના, ઘોડા ઉપરથી ઉતરી ઘરમાં ચાલ્યાં.

ઘરમાં ઓરડાની અંદર ઓરડા હતા. કોઇ શ્રીમંતનું અને ઘણુંજ પુરાણું ઘર હોય એવું લાગ્યું. અમે તો સીધા અંદર જ પેઠા. ત્યાં અંદરથી ઝીણો અવાજ આવતો કાને પડયો. અવાજની દિશામાં જતાં, એક ઓરડામાં બીજા ત્રણ સિપાઇઓ ઘરના ધણીની છાતી ઉપર ચઢી, તેના મ્હોંમાં ડુચા ભરાવી, તેને સતાવી રહ્યા હતા. અમને દાખલ થતાં જોઇ ત્રણે ગભરાયા અને ગભરામણમાં અમારી સામે આવ્યા; પણ તેમના હાથમાં શસ્ત્ર ન્હોતું.

એટલે મેં એકને તલવારથી સુવાડયો અને બીજાને પાટુ મારી ફેંકી દીધો. ત્રીજો દુરદાના સામે ઝુઝતો હતો. તેને પણ દુરદાનાએ તરવારની ઝપટમાં લઇ લીધો. તે પણ પડયો. તેનાં આંતરડાં બહાર નીકળી પડયાં. એ ત્રણે પણ નશામાં હતાં એમ લાગ્યું.

ઘરનો ધણી ઉભો થયો અને અમને દુવા દેવા લાગ્યો. પેલી બાઇ તેની પુત્રી હતી. તે પણ આવીને અમને વ્હાલ કરવા લાગી; પણ અમને રોકાવાનો સમય ન્હોતો. બાપ દીકરીને, એ ત્રણે સિપાઇઓને દોરડા વતી બાંધવાનું કહી, તેમને નિશ્ચંત બનાવી, અમે પિતા જ્યાં ઝઝુમતા હતા ત્યાં ગયાં.

દુરદાના આગળ હતી. તેણે આંગણામાં પગ મૂકતાં જ સાદ ફાટી જાય એવી ચીસ પાડી. મારા પિતાને ગળામાં સખ્ત જખમ થયો હતો. તેમાંથી લોહીનો ધોધ ચાલ્યો જતો હતો.

પિતાજી બેશુદ્ધ પડયા હતા. મેં મારો શિરપેચ કાઢી તેમના ગળા ફરતો વિંટાળ્યો; પણ પળવારમાં તો તે પણ આખો પલળી ગયો અને તેમની પાસે લોહીની પાટ ભરાઇ ગઇ. જાણે આખા શરીરનું લોહી એ જખમ વાટે બહાર નીકળી આવ્યું. મેં કોઇ દિવસ નહીં જોયેલો એવો પિતાનો ચહેરો ફિક્કો બની ગયો. તેમની આંખો મીંચાઇ ગઇ. તેમની જીભ બંધ પડી ગઇ. તે કંઇ બોલવાનો પ્રયત્ન કરતા હોય એમ લાગ્યું : પણ તે બોલી શકયા નહીં. માત્ર હાથની નિશાનીથી જ તે મને કંઇ કહેવાનો પ્રયત્ન કરી શકયા. હાથ પણ ક્ષણવારમાં ખોટા પડી ગયા. કશું બોલ્યા વિના, મારા તરફ–તેમના એકના એક અતિ લાડકવાયા પુત્ર, અને તેમની એથી યે વધુ લાડકી પુત્રવધુ તરફ છેલ્લો દૃષ્ટિપાત પણ કર્યા વિના, પિતાજીનો આત્મા દેહપિંજર છોડી ગયો. હું, પિતાની છાયાને લાયક બાળક સમો બીનઅનુભવી નબાપો બન્યો. મારૂં બધું ઝનુન ઓસરી ગયું. મારૂં હૃદય ભરાઇ આવ્યું. પિતાની છાતી ઉપર માથું મૂકીને મેં છાતીફાટ રૂદન કર્યું. આ

દિવસોમાં જે જે કરૂણ કિસ્સાઓ મેં જોયા, તેમાં સર્વથી વિશેષ કરૂણ કિસ્સો તો મને મારો પોતાનો જ લાગ્યો.

થોડી વાર શાન્ત થઇ હું ઉભો થયો. મેં અને ફુરહાનાએ મળીને પિતાજીનું શબ પાસેના મકાનમાં લીધું. અમે અંદર પેસતાં હતાં, ત્યાં પાછી અંદર ઝપાઝપી સાંભળી. પિતાજીનું શબ ઉતારી હું અંદર ગયો. જોયું તો પાછળને બારણેથી બીજા પાંચ સિપાઇઓ અંદર પેસી ઘરધણી ઉપર ચડી બેઠા હતા. તેની પુત્રી તેની પાસે ઢગલો થઇને પડી હતી. ઘરધણી મરવાની અણી ઉપર હતો. આ દારૂણ દૃશ્ય જોઇને હું ગભરાયો. સાફ દિલે કહી દઉં છું કે હું ડરીને કોઇ દિવસ ભાગ્યો હોઉં તો તે દિવસે પહેલી જ વખત ભાગ્યો. મારામાં કશી જ હિમ્મત ન્હોતી રહી. પિતાજીના મૃત્યુએ મારા શૌર્યને સંહારી નાખ્યું હતું. એ નોંધતાં મને શરમ છૂટે છે.

હું દોડ્યો. મારી પાછળ પેલા સિપાઇઓમાંથી કોઇ દોડ્યું આવતું હોય એવી મને દહેશત લાગી. મેં મ્હોં ફેરવી જોયું તો એક ગોરો સિપાઇ પાછળ દોડતો આવતો હતો. હું નાસી છૂટ્યો ન હોત તો તે સિપાઇ જરૂર મારો જાન લેત એમ મને પાછળથી સમજાયું. તેના સાથી સિપાઇઓને માર્યાની અને ઘાયલ કર્યાની કથની સુણી તે વેર લેવા પાછળ પડ્યો હતો.

તે સિપાઇ અને હું દરવાજા બહાર નીકળ્યા. મારી અને તેની વચ્ચે થોડું જ અંતર હતું. પણ બહાર નીકળી પાસે જ ઉભેલા મારા ઘોડાની લગામ પકડી હું ઘોડા પર ચડી બેઠો અને લગામ ખેંચી ઘોડાને પૂરપાટ દોડાવી મૂક્યો. પેલો સિપાઇ હાથ ઘસતો અને દાંત કચકચાવતો જોઇ રહ્યો.

મેં મારા ઘરનો માર્ગ લીધો. મારે કોઇની સાથે ઝપા-ઝપીમાં ઉતરવું ન્હોતું, એટલે આડે માર્ગે અને લપાઇને હું

શું ચાપ ઘર તરફ જતો હતો. કોઈ માનવ-શબ ઉપર ભૂખ્યાં ગીધો ઉજાણી કરતાં હોય, તેમ ચારે તરફ ગોરા અને દેશી સિપાઈઓ દિલ્હી શહેરને ચુંથી રહ્યા હતા. ચારે બાજુ બસ મારફાડ અને ભાંગતોડ અને લૂંટફાટ જ ચાલી રહી હતી.

એ દશા જોતો હું મારા ઘર પાસે પહોંચ્યો. મારી ઇચ્છા પિતાના મૃત્યુના ખબર માતાને આપવાની અને પિતાના શબને કોઈ માર્ગે ઘેર લાવી, ઘરમાં જ શાન્ત દફન કરવાની હતી. પણ પિતાના શબનું દફન મારે હાથે નહોતું સર્જાયું.

હું ઘર આગળ આવ્યો અને મારી આંખો ફાટી પડી. સાચી મારામારી તો ત્યાં જ જામી હતી. અંગ્રેજી સિપાઈઓની એક ટુકડી, મારા એ આલેશાન મકાનની અંદર પેઠી હતી. મકાનના દરવાજાનાં બન્ને બારણાં, કોઈ મહાકાય દૈત્ય સૂતો હોય તેમ, તૂટેલાં પડ્યાં હતાં, અને અમારા બન્ને દરવાનો લોહીના ખાબોચીયામાં તરફડતા હતા.

અંગ્રેજ સિપાઈઓએ મારા પિતાના પ્રાણ લીધા, તેમણે મને દુરદાનાને છોડી નસાડ્યો, અને તેઓ જ મારા મકાનમાં પેસી મારી માતાનું રુધિર-પાન કરતા હતા અને મારી મિલકત લૂંટતા હતા. મારું સર્વસ્વ ગયું. હું ઘડીવારમાં અનાથ અને અનાશ્રિત ભિખારી બન્યો.

ચારે કોરથી ધસારો કરી આવતા એ દુઃખોના દૈત્યોએ મને મરણતોલ બનાવી દીધો. વીર મૃત્યુનો આનંદ વિસરાવી, કાયરની નાસભાગનો છંદ લગાડ્યો. તે વખતે મેં જે જે કર્યું તે બધું નિર્બળતાની પળોમાં જાન બચાવવાની બીક મનોદશામાં મારાથી આપોઆપ બની ગયેલું. તે વખતે મને કશું જ સૂઝતું નહોતું. મારું મગજ ભમતું હતું. મારી વિચારશક્તિ મૂર્છિત બની હતી.

મારું સર્વસ્વ લૂંટાતું જોઈ હું મદદ માટે લાલ કિલ્લા તરફ

ચાડ્યો. પણ ત્યાં તે બધું ખેદાનમેદાન બની ગયું હતું. એ નવા પ્રહારે પગને વધારે નાતાકાત બનાવ્યો.

શું કરું ? ક્યાં જાઉં ? મેં મારો ઘોડો તેના સાજ સાથે રખડતો છોડી દીધો અને એક શેરીમાં જઇ, એક ખુણે બેસી, લમણે હાથ મૂકી ખુબ રોયો. ત્યાં કોઇ સતાવે તેમ પણ નહોતું નિસાસા નાખતો આખી રાત હું ત્યાં પડયો રહ્યો. દુરદાના કે પિતાજીની પાસે ન જઇ શકયો—મને એટલો ત્રાસ થયેલો. એ રાતમાં મેં આપઘાત કરવાનો પણ વિચાર કર્યો. પણ ખુદાની મહેરથી, એમાંથી બચી ગયો.

આખી રાતના આંસુ-પ્રવાહ વાટે ઘણી વેદના વહી ગઇ. હૃદય કંઇક શાન્ત થયું. મનનો સંતાપ કંઇક ઓછો થયો અને પ્રભાતની પ્રાણદાયી પવન-લહરીઓએ મારામાં કંઇક ચૈતન્ય મૂક્યું. જ્યાં પિતાનું શબ મૂકીને હું નાસ્યો હતો, તે તરફ હું ધીમે પગલે પાછો ચાલ્યો.

તે સ્થળે પિતાજીનું શબ કે દુરદાના ન દેખાયાં. તેમ મકાનમાં કે મકાનની આસપાસ કોઇ માણસ ન દેખાયું. તે ઘર ઉપર બીજો હુમલો આવેલો, અને ઘરનાં માણસો કાં તો ઘરને લૂંટાતું મૂકી જાન બચાવવા નાસી છૂટયાં હતાં અને કાંતો મૃત્યુની શિક્ષા મેળવી, માનવીથી ન જોઇ શકાય એવા એ ત્રાસમાંથી મુક્તિ પામ્યા હતા.

હું પાછો ફર્યો. મારા દુઃખની કોઇ સીમા રહી નહીં. મારા પિતાજીના મૃત દેહની છેલ્લી ક્રિયાઓ કરવાની પણ મારી યોગ્યતા હું પુરવાર ન કરી શકયો. તે ઘડીએ હું ન્હાસ્યો ન હોત, અને ગમે તે રીતે પિતાજીના મૃત દેહ પાસે જ રહ્યો હોત, તો આ વજ્રાઘાત મારે ન સહવો પડત. મને ફરી વખત મારી જાત ઉપર ધીક્કાર છૂટયો. મેં મારી જીન્દગીના સારાંમાં સારાં પહેલાં

પચ્ચીસ વર્ષો અખંડ આરામ, ગુલતાન અને છકની વૈભવમાં ગુમાવી દીધાં: અને માનવ–જીવનના સ્થૂળ વાસનાઓ પૂરી કર-વામાંજ નાશ કર્યો, એ મને આ ઘડીએ અક્ષમ્ય અપરાધ લાગ્યો. હું સ્હેબીઅતને માટે બીલકુલ નાલાયક એવો, ગુન્હેગાર હતો. છતાં યે, ખુદાએ મારા ઉપર કેટલી મહેર વરસાવી છે! ખુદ બાદશાહને જે સુખ અને વૈભવ ન હોય, તે તેણે આજે મારી આ ઝુંપડીમાં મને આપ્યાં છે.

એ ઘડીએ મને બીજું હૃદયવિદારક દુ:ખ દુરદાનાને ગુમા-વાનું થયું. તેનાથી પળવાર જૂદા પડવું મારાથી બની શકતું નહીં. મારો એ પ્રાણ હોય, અને એને લીધે જ મારૂં આ જીવન ટકતું હોય એવું મને ત્યારે લાગતું. મારા દુ:ખની પળોમાં પણ હું તેની પાસેથી જ દિલાસો મેળવવાની આશા રાખતો. પણ જે ઘડીએ મારૂં દુ:ખ આકરામાં આકરૂં હતું, જે ઘડીએ માતાપિતા અને માલમિલ્કત–સર્વસ્વ ગુમાવ્યાની વેદના મને બાળી રહી હતી, ત્યારે મને શાન્ત કરવાને મારી એ જીવન–સખી મારી પડખે નહોતી. ખુદાએ તેને દૂર ખસેડી મારી કસોટી કરી. અને એ કસોટીમાં હું એ ઘડીએ તો હારી ગયેલો એ કહેતાં મને જરાયે સંકોચ નથી થતો. હું ગાંડો થઇ જવાની અણી ઉપર હતો. છઠ્ઠે દિવસે મને દુરદાનાનો પત્તો લાગ્યો. તે ન લાગ્યો હોત, તો કદાચ મેં મારી જીન્દગી તેની પાછળ હોમી દીધી હોત. પણ પ્રભુની એટલી મહેર. મારી અને તેની વચ્ચે પાછી મહોબ્બત જામવાનું પરવરદિગારનું નિર્માણ હશે.

પ્રથમ તો મેં માની લીધેલું કે દુરદાનાને કોઇએ મારી નાંખી હશે. અથવા તેનું અદ્ભુત સૌન્દર્ય અને છલકાતું જોબન જોઇને કોઇ સિપાઇઓનો તે શિકાર બની હશે. જેમ જેમ દિવસ જતા ગયા, તેમ, મારી શંકા સજ્જડ થવા લાગી: લાગલાગટ ૭ દિવસ મેં બજારમાં પાગલ બનીને ભટક્યા કર્યું.

દુરદરાનાના વિયોગના દુઃખમાં માતાપિતાના મૃત્યુનું દુઃખ દબાઇ ગયું. ખાધાપીધા વિના, હું, બસ, દિવસ અને રાત, મુંગો મુંગો બજારો અને શેરીઓમાં ભટક્યા જ કરતો. હું કાંઇ બોલતો જ નહીં. વખતે નિસાસાની સાથે દુરદાનાનું નામ નીકળી પડતું. હું કોઇ સિપાઇઓની ટુકડીને જતી જોતો અને મને થતું કે આ જ બદમાશો મારી પ્રિયતમાને હરી ગયા છે. કોઇ કોઇ વખત ગુસ્સામાં હું તેમની પાછળ દોડતો, પણ દુરદાનાને બદલે તેમના પાદપ્રહાર પામતો. તે દિવસોમાં મારા હાલહવાલનું આબેહૂબ ચિત્ર હું નથી દોરી શકતો. પણ કોઇ ચીંથરેહાલ, મુડદાલ, છ સાત દિવસનો ઉપવાસી, ફિક્કાળ ચહેરાવાળો ભિખારી તમે આજે ક્યાંઇ જોઇ ચૂકો, તો તમને મારી દશાનો કંઇક ખયાલ આવશે.

મને બરાબર યાદ છે કે મારે છઠ્ઠું રોજું હતું; અને હું સંધ્યાકાળે લાલ કિલ્લાથી થોડે દૂર, મસ્જીદના મિનારા ઉપર નાચતાં સૂર્યનાં છેલ્લાં કિરણોને જોતો જોતો મસ્જીદના દરવાજા પાસે ઉભો હતો. મારું મન વ્યગ્ર હતું. મને એમ નક્કી થતું જતું હતું કે મેં દુરદાનાને જરૂર સદાને માટે ગુમાવી છે, હવે તેની શોધમાં ભટકવું વ્યર્થ છે. ત્યાં દરવાજામાંથી એક સ્ત્રી નીકળી. પણ તે ચીંથરેહાલ હતી. ફાટ્યાંતૂટ્યાં લૂગડાં છતાં તેણે તેનું મ્હોં બરાબર ઢાંક્યું હતું. મેં તેને જોઈ; પણ મને કશો ખ્યાલ ન આવ્યો. તેણે મને જોયો, અને તે જ્યાં હતી ત્યાં થંભી ગઇ. મેં એ જોયું. મેં તેને ઓળખી. તે મારી દુરદાના હતી. હું દોડ્યો, અને દોડીને તેને પકડી લીધી.

અમે બન્ને પાસેના ઓટલા ઉપર બેસી ગયાં. બન્નેએ એક બીજાની કથની કહી. દુરદાના પિતાજીનું શબ સાંચવીને મારી વાટ જોતી ત્યાં બેઠી હતી, ત્યાં સિપાઇઓની એક ટુકડીએ તે ઘર ઉપર ધસારો કરેલો. ઘરને લૂંટીને પાછા ફરતાં, તેમણે

કુરદાના ઉપર હલ્લો કરેલો. તેમણે કુરદાના પાસેથી પિતાનું નામ માગ્યું. કુરદાનાએ કંઈ ન કહ્યું. સિપાઈઓ બન્નેને ઉપાડી ચાલતા થયા. રસ્તામાં એ ટુકડીના બે ભાગ થયા. કુરદાના જેમની સાથે હતી, તે ટુકડીના સિપાઈઓને દયા આવતાં, તેમણે કુરદાનાને છોડી દીધી. પણ તેના અલંકારમાં તેના ગળામાં એક હીરાનો હાર હતો તે તેમણે કાઢી લીધો. પિતાજીના શબનું શું થયું તેની તેને, પછી, ખબર રહી નહીં. છઠ્ઠે દિવસે અચાનક અમારો ભેટો થયો.

તે આખી રાત અમે બન્ને મસ્જિદને ઓટલે પડયાં રહ્યાં અને બીજે દિવસથી ક્યાંક ઠેકાણે પડવાનો વિચાર કર્યો. અમે બન્ને સાવ મુફલીસ બની ગયાં હતાં. કોઈની પાસે એક ફૂટી બદામ કે ફૂટી બદામની કીમ્મતની વસ્તુ નહોતી. અમને હિમ્મત આપે એવું કોઈ સ્વજન કે સ્નેહી પણ નહોતું. ઠેર ઠેર અમને ખાવા ધાય એવા વિકરાળ વરૂઓ ભમતા હતા એટલે બીન-અનુભવી અમે બન્નેએ દુનિયામાં કેમ માર્ગ કરવો તેની ખુબ મુંઝવણ અનુભવી. પણ અમને બન્નેને એક બીજા તરફ એટલો અનુરાગ હતો કે અમારૂં એ બધું દુઃખ હળવું બની જતું.

અમે બન્ને સાથે થયાં પછી પણ બરાબર એક મહીનો દિલ્હીમાં ત્રાસનું સામ્રાજ્ય પ્રવર્ત્યું અને ત્યાર પછી એ ફાંસીઓ અને સજાઓનો ત્રાસ તો કેટલાય મહીનાં પહોંચ્યો. બાદ, પછી એકાદ વર્ષ પછી, શાન્તિ સ્થપાઈ, ત્યાં સુધી થાણું નાખી પડેલા સિપાઈઓ એમની સ્વેચ્છા મુજબ, ફાવે તેમ અને ફાવે ત્યાં, સીતમો ગુજારતા.

બળવામાં મારા પિતાના કેટલાયે શિષ્યોને ફાંસી મળી અને કેટલાયે ફાંસીની સજાથી ડરીને, દિલ્હી છોડી સદાને માટે ચાલ્યા ગયા. લાલ કિલ્લામાં રહેનારા અમારા શહેનશાહી સ્વ-જનોમાંથી બળવા પછી મેં આજ સુધીમાં કોઈને ભાળ્યા નથી. થોડાક પાંચ રૂપિયાની જીવાઈ પામી, મોગલ સામ્રાજ્યની કબર

ઉપર કલંકના અક્ષરો કોતરી દિલ્હીના પરામાં રહ્યા. એટલે મને કે દુરદાનાને જરાયે સહાય મળે એવું કોઇ સ્થળ ન રહ્યું.

અમે પહેલો મહિનો બહુ દુઃખી સ્થિતિમાં ગાળ્યો. જ્યાં મારા પ્રથમ મકાન હતાં, ત્યાં હું રહેવા ગયો. જમીનદોસ્ત થયેલાં એ મકાનોનાં ખંડેરમાં હું ઘુમ્યો, અને ગુજારો કરવાનું કાંઇ સાધન મળે તો તેની શોધ કરવા માંડી. પણ કશું જ ન મળ્યું અને આખો મહિનો અમે ભૂખમરામાં અને માંગી ભીખીને પેટ ભરવામાં વીતાવ્યો.

દિલ્હીનું વાતાવરણ શાંત થવા લાગ્યું, એટલે હું ક્યાંક નોકરીની શોધમાં નીકળ્યો. ખુદાની મહેરથી એક મકરબામાં હું પાંચ રૂપિયાના પગારથી રહી ગયો. એમાં અમે આનંદથી રહેવા લાગ્યા. પણ વારંવાર પૈસાની બહુ જ તંગી પડવા લાગી. બાદશાહી વૈભવમાં રહેલાં અમને આ ગરીબી બહુ સાલતી હતી.

મકરબામાં મેં એક વરસ વીતાવ્યું. હું નવો અને અનુભવ વિનાનો આદમી, એટલે મારાથી બરાબર કામ થઇ શકતું નહીં. અને ઉપરાંત મારી કંગાલ દશાને કારણે મારું મન સદા વ્યગ્ર રહેતું. એ છતાં ખુદાની રહમતથી, મકરબાના મુખ્ય મુન્શીજીની મારા ઉપર કૃપા હતી. તેમણે વરસના આખરે મારો પગાર દશ રૂપિયા કરી આપ્યો. હું સ્થિર અને સંતોષી થવા લાગ્યો.

પછીનાં બે વરસોમાં હું બે બાળકનો પિતા બન્યો. આજે યે એ બન્ને બચ્ચાં, દુરદાનાનાં મધુર સ્મરણોનાં જીવન્ત સ્વરૂપ સમાં, મારી આંખો સામે ખેલી રહ્યાં છે. તેમને ખબર જ નથી કે કે તે દિલ્હીના સમ્રાટની શાહજાદીનાં સંતાન છે; તેમને સ્વપ્ને યે ખ્યાલ નથી કે તેમના માતાપિતા વૈભવ અને સમૃદ્ધિના ખોળામાં ખેલ્યાં છે. તેઓએ તો ગરીબનાં ઉછંગમાં જ આંખો ઉઘાડી અને આજે યે તેના ઉછંગમાં જ ઉછરી રહ્યાં છે. તેમને અમારા

જેવા આઘાતો અને ઉપાધિઓ, અમારાં જેવાં દુઃખો અને દીનતાઓ અનુભવવાનાં નહીં રહે એ મને પિતા તરિકે મગરૂબ બનાવે છે. નિર્વસ્ત્ર દશામાં કે ચિંથરેહાલ હાલતમાં કોઇની યે સંગાથ, સહાનુભૂતિ કે કરૂણાની ગરમી વિના, બસ એક ખુદામાં અખુટ શ્રદ્ધા મૂકી, તેમને ગૌહરે બનાવેલો લુખ્ખો રોટલો આરોગતાં જોઉં છું, ત્યારે હું અવર્ણનીય આનન્દ અનુભવું છું.

એ બાળકોના જન્મ પછી તેમને માતાની ગોદ તો માત્ર બે વરસ જ રહી. પછી એ નમાયાં બન્યાં. 'નમાયાં' લખતાં મારી કલમ કમ્પી ઉઠે છે; કારણ કે દુરદાનાના દેહ–ક્ષયની વાતનાં સ્મરણો જાગતા એ આખી સૃષ્ટિ ફરીવાર જીવતી બને છે. ફરીવાર મારો અંતર–સાગર તોફાને ચડે છે; અને એ સાગરને તળીએ બેઠેલી દુરદાના સજીવ બનીને, સપાટી ઉપર દોડી આવે છે. એનાં સ્મરણો નોંધતાં મને તીવ્ર દર્દ થાય છે.

અમે જે દિવસથી દરિદ્ર બન્યાં, તે દિવસથી દુરદાનાને બિમારીના દૈત્યે સતાવવા માંડી. અંબાલાથી એકાએક ચાલી નીકળ્યા, અને દરવાજામાં પેસતાં વેદનકારી દશ્યો જોયાં–એ બે દિવસ જે ખળભળાટ અનુભવ્યો–પિતાના શબને દુશ્મનના સિપાઇઓના કબ્જામાં નિરૂપાયે મૂકી દેવું પડયું, અમારી માલમિલ્કત ફના થઇ ગઇ અને ત્યાર પછી એક આખો મહિનો કોરના ટુકડાઓ ઉપર નિર્વાહ કરવો પડયો, એ બધાં વાતોએ દુરદાનાની કોમળ કાયા અને એથી યે વધારે કોમળ મન ઉપર જબરો પ્રત્યાઘાત કર્યો. તેને ઝીણો જ્વર લાગુ પડયો. તે રીબાવા લાગી, અને દિવસે દિવસે તેનું દુઃખ વધતું ચાલ્યું.

દુરદાનાની આદતો બહુ ખર્ચાળ હતી. તેનો સ્વભાવ વિલાસપ્રિય હતો. કેટલાક માનવીઓ વૈભવની છોળોમાં જ જીવી શકે અગર તેની પાછળ માથાં પટકીને મરણ સ્વીકારે, એવી દુર-

દાના હતી. તે અમારી દશાના પલટાથી વાકેફ હતી. મને મદદ-રૂપ થવાને તે તલસતી હતી. અમારી આમદાનીમાં નિભાવ કર-વાને તે મથતી હતી. પણ તેનાથી તે કાંઇ ન થઈ શક્યું. તે તેના બાદશાહી જીવનને ન ભૂલી શકી. તેના દુ:ખનો પાર રહ્યો નહીં. મરતાં મરતાં તેણે મોગલ સલ્તનતના સંહારનાર ઉપર શ્રાપો વરસાવવા માંડ્યા.

તેણે તેની જીંદગીનાં છેલ્લાં ત્રણ વર્ષો ગૂમાવેલા વૈભવ ઉપર ઝૂરવામાં ગુજાર્યાં. હું આખો દિવસ મકરબામાં મહેતાજીગીરી કરી સાંજે ઘેર ફરતો ત્યારે તેને કોઇ દિવસ ખુશમિજાજ ન જોઇ. હું તેને આશ્વાસન આપતો, અમારાથી યે વધારે દુ:ખી માણસોની કથનીઓ કહેતો; પણ તેને આરામ ન મળતો.

આખરે ત્રણ વરસની ઝીણી માંદગી પછી, એક મહિનો પથારીવશ રહી, સખ્ત દુ:ખ અનુભવી, તેણે એક રાતે તેની નૌકાનાં લંગર ઉઠાવી લીધાં અને મને અને તેનાં બે પ્યારાં બચ્ચાંને તરફડતાં મૂકી આ દુનિયાનો આરો છોડી, બેહિસ્તની દુનિયા તરફ વહાણ હંકારી મૂક્યું. હું ઉભો ઉભો જોઇ રહ્યો. તેનાં બચ્ચાંઓ 'મા મા' કરતાં ચોધાર આંસુએ રોવા લાગ્યાં.

દુરદાના ગઇ, અને સાથે હું પણ ગયો. દુરદાનાના દેહલયની સાથે તેના પ્રેમવિવશ ભરથારનો પણ લય થયો. મને દુનિયા અકારી લાગવા માંડી, મારામાં વિરામવૃત્તિ જાગવા માંડી. જાણે ખુદા પ્રેરતો હોય તેમ મારામાં ભક્તિના ભાવો ઉભરાવા લાગ્યા. પ્રેમઘેલછા પછી માનવીના જીવનમાં આવો કલ્યાણકારી પલટો આવે છે એમ મને કલન્દરશાહના જીવનમાંથી દેખાયું હતું. એ મારામાં પ્રત્યક્ષ થવા માંડ્યું.

દુરદાનામાંથી ચિત્તને ઉઠાડીને મેં ખુદામાં જોડવા માંડ્યું. તેને માટેના મારા સ્થૂલ મોહને મેં શમાવી દીધો. છતાં મારા

જીવનની દેવી તરીકે, મારા પ્રેમની અધિષ્ઠાત્રી તરીકે તેનું આસન મારા અંતરમાં અમર રહ્યું.

મારાં બે બચ્ચાંઓની સંભાળ મારે માથે આવી, રોટી પકાવવાનો બોજો પણ મારે શિર પડ્યો. થોડો વખત તો હું બહુ મુંઝાયો. હું નોકરી પર જતો હતો, ત્યાં યે બચ્ચાંને સાથે લઇ જતો. દશ રૂપિયામાં તેમને માટે બીજી ગોઠવણ કરવી એ મારે માટે અશક્ય હતું.

મુન્શી તરીકે મકતબાના બાળકો મને ચાહતા અને તેમની રીતે મારા દુઃખના સમભાગી બનતા. છેલ્લાં ત્રણ વરસોએ મારામાં આણેલા પલટાથી, મને જાણનારાઓમાં મારે માટે મમતા બંધાઇ હતી. તેઓ મારે દુઃખે દુઃખી બનતા અને મને બનતી સહાય કરતા. હું મારા બે બાળકોને આંગળીએ વળગાડી બજારમાં થઇ મકતબે જતો, ત્યારે મારી દયામણી દશા જોઇ, રસ્તે ચાલતા લોકો મારી દયા ખાતા. મારો ચ્હેરો સાવ બદલી ગયો હતો, તેના ઉપરથી ગર્વ અને અહંતા ઉડી ગયાં હતાં. મારી આંખોમાંથી મગરૂબી અને દર્પ ચાલ્યાં ગયાં હતાં. હું સાવ નમ્ર અને દયામણો બની ગયો હતો.

આ દુઃખી જીન્દગી દિવસે દિવસે અસહ્ય થતી જતી મને લાગી. મારાં બચ્ચાંની આંખોમાંથી એક પળવાર પણ આંસુ સુકાતાં નહીં. અનેક તકલીફો વેઠી હું તેમને સુખી રાખવાને સદા મથતો, તો યે બાપનો પ્યાર માતાના પ્રેમનું સ્થાન નથી લઇ શકતો. એ સ્થિતિ કોઇ દિવસ બદલી નહીં. માતાની ગોદમાં સૂવાને તલસતાં એ બાળકો દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યાં. મને દહેશત લાગી કે એ બચ્ચાંઓ યે દુરદાનાને માર્ગે જશે અને હું એકલો આ નિષ્કરૂણ દુનિયામાં રહી જઇશ. હું યે તવાવા લાગ્યો.

## ૯. દુરદાના અને ગૌહર

એક દિવસ સાંજે, મકતબેથી આવી, હું મારાં બચ્ચાંઓને દૂધ પાતો બેઠો હતો. ત્યાં એક સ્ત્રી આવી. તેના શરીર ઉપર ફાટેલો બુરખો હતો અને તેના હાથમાં ભિક્ષાપાત્ર હતું. તેણે કાંઈ પણ બોલ્યા વિના આ ભિક્ષાપાત્ર આગળ ધર્યું.

હું જરાવાર જોઈ રહ્યો. બુરખાની બહાર દેખાતા નાજુક હાથ અને બુરખે ઢાંકેલી છતાં સુન્દર દેખાતી એ સુકુમાર કાયાવાળી યુવતીને ભિક્ષાપાત્ર લઈને ભટકતી જોઈ મને અચંબો થયો. તેને આદરપૂર્વક બોલાવી, તેની કથની જાણવાની મને ઇચ્છા થઈ. મને એમ પણ થયું કે એ કોઈ રાજનારી તો નહીં હોય ને!

મેં તેને લાગણીભરી ભાષામાં નજીક આવવા કહ્યું. જવાબમાં બુરખામાંથી ઊંડો નિસાસો સંભળાયો. મારી આતુરતા વિશેષ જાગ્રત બની. મેં તેને ફરીને બોલાવી. તેને ખાઈ લેવા કહ્યું. નીચે મ્હોંએ, અતિ સંકોચપૂર્વક તેણે ખાધું.

ખાતાં ખાતાં તે બુરખામાંથી મારા સામું જોતી હોય અને મને ઓળખવાનો પ્રયત્ન કરતી હોય તેમ મને લાગ્યું. પણ હું એટલો બદલાઈ ગયેલો કે તે મને ઓળખી શકી નહીં.

તૃપ્ત થયા પછી મેં તેની જીવનકથા પૂછી. થોડી વાર પછી, વાતાવરણ કંપતું હોય તેમ રડતા કરૂણ શબ્દો મારે કાને આવ્યા :

'ભાઈ, હું બાદશાહ બહાદુરશાહની પૌત્રી. હું ગૌહર બેગમ. આજે આ દુનિયામાં મારૂં કોઈ નથી. ખુદ ખુદાએ પણ મને તજી દીધી છે. આખો દિવસ ભટકું છું તો યે આ ભિક્ષાપાત્ર ભરાતું નથી. આજે પાંચમે દિવસે આ ટાઢો રોટલો હું પામું છું.'

એ શબ્દોની પાછળ નિઃશ્વાસ અને ડુસકાં સંભળાતાં હતાં. તે સાંભળીને હું સ્તબ્ધ બની ગયો. બન્ને સમદુઃખીયાં ભેગાં મળ્યાં એટલે મને યે મારૂં દુઃખ તાજું થયું. દુરદાના અને મારી

સાહસિક વિપત્તિઓની પરંપરા મારી આંખ આગળ ઘુમવા લાગી. મારી આંખ પણ ભીની બની.

ગોહર બેગમને તો હું બરાબર પીછાનતો. તે મારા પિતા પાસે હંમેશાં આવતી. નાનપણમાં અમે સાથે રમતાં. તે તેની માની એકની એક અને અતિ લાડકવાયી દીકરી હતી. તેની ખુબસુરતી અને તેનું ખુશમિજાજપણું એ મોટા મોટા રાજ-કુમારોને માટે એક પ્રબળ આકર્ષણ હતું. તે દુરદાનાની તો અતિ નિકટની સહીયર હતી. અમે જ્યારે વિયોગથી ઝૂરતાં હતાં, ત્યારે તે દુરદાનાને દિલાસો દેતી અને અમારા મિલનને માટે પ્રયત્નો કરતી. દુરદાના તેની આ ભલી બ્હેનીનાં બહુ વખાણ કરતી.

મેં તેને મારૂં નામ આપ્યું અને દુરદાનાનાં મારી પાસે બેઠેલાં બે બાળકોને બતાવી, તેના મૃત્યુની હૃદયભેદક કહાણી કહી.

ગોહર સજ્જડ બનીને આ સાંભળી રહી. તે બુરખો ફેંકી દઈ ફાટેલી આંખોએ મારા સામું જોઇ રહી. 'તમે અહીંઆ ......'એમ તુટતા શબ્દો બોલતી તે મારી પાસે દોડી આવી અને મારા પગ ઝાલીને રોઇ પડી. હું પણ રોયો. બન્ને બાળકો કુતૂહલભાવે આ જોઇ રહ્યા.

તે દિવસથી હું અને ગોહર સાથે રહેવા લાગ્યાં. મે મારી અને દુરદાનાની આપવીતી તેને સંભળાવી અને તેણે તેની કથની કહી. દુનિયા અમારા ઉપર દોષ ન મૂકે, એટલા માટે અમે બન્નેએ નીકા'કર્યાં; અને જીવનના વૈભવમય પૂર્વાર્ધને વિસારી આ ઉત્તરાવસ્થા સુખ અને સંતોષમાં વીતાવવા મનને મનાવ્યું.

ગદરને કારણે સોળ વર્ષની વયે નિરાધાર બનેલી આ ગોહ-રની આત્મકથા મારી અને દુરદાનાની કથની કરતાં યે વિશેષ રોમાંચકારી છે.

* * * * * *

## ૯. દુર્દશાના અને ગોહર

મોગલ સલ્તનતનો વિજયધ્વજ નીચે પડ્યો અને તેનો તાજ લૂંટાયો તે કાળે ગોહર યૌવનમસ્ત કુમારી હતી. તેની આંખોમાં નિર્દોષ તોફાન ચમકતું. તેનાં પગલાંમાં જોબન નાચતું. તેના વાર્તાલાપમાં અનેક અભિલાષ અને કોડ અણબોલ્યા સંભળાતા. તે કોઈની શોધમાં ભટકતી. પણ તેનો માની સ્વભાવ, તેના પરિચિત એક અતિ નાના મંડળ સિવાય તેને મૌનની સાધના કરાવતો. તે મંડળમાં હોવાનું મારું સદ્ભાગ્ય હતું. તે ગાતી અને ખેલતી. કોઈ દિવસ તે મહેલની અટારીએ બેસી, જમનાની છાતી ઉપર ખેલતાં છેલ્લાં સંધ્યાકિરણો સાથે તેનું ગાન જોડતી, ત્યારે જળ થંભી જતાં, એવો પાસે બેઠેલાઓને ભાસ થતો. તેની મા તેને નાનપણમાંથી જ છોડી, દુનિયા ત્યાગી ગયેલી અને તેના પિતા દક્ષિણના મુલકમાં સુબાગીરી કરતા એટલે તે દિલ્હીમાં એકલી જ રહેતી. છાતી સાથે ચાંપી, અંતરના પ્રેમથી નવરાવે એવું કોઈ તેને ન્હોતું. એક દાઈ તેની તહેનાતમાં રહેતી. તેની માના મરણ પછી એ દાઈ પાસે તે ઉછરેલી હોવાથી તેને તે મા કહીને બોલાવતી. માતાપિતા નહીં છતાં તેના જીવનનાં પ્રથમ સોળ વર્ષો એકલાં સુખ અને આનન્દમાં જ વીત્યાં. પણ પછીનાં ત્રણ વર્ષો દુઃખના અને આફતના કાળા રંગોથી રંગાયાં છે.

તે દિવસે સૌ ભાગ્યા, ત્યારે કમનસીબે ગોહર લાલ કિલ્લામાં ન્હોતી. થોડા દિવસ થયાં તે તેની બાઈને લઈને પાસેના ગામડાંમાં ફરવા ગયેલી. એટલે, તેના ઉપર બાદશાહ બહાદૂરશાહનો અનહદ પ્રેમ છતાં, છેલ્લી વખત બન્ને મળી શક્યાં નહીં અને બહાદૂરશાહ તેને માટે કાંઈ ગોઠવણ કરી શક્યા નહીં. તો યે એટલી દોડાદોડમાં બહાદૂરશાહે, ગોહરની પાછળ થોડી સૂચનાઓ સાથે બે સવારો દોડાવેલા.

દિલ્હી પડ્યાના અને બહાદૂરશાહ કેદ થયાના સમાચાર ગામડાંઓમાં વિજળીને વેગે પ્રસરી ગયા. ગોહરે પણ તે કોઈની

પાસેથી સાંભળ્યા. તેની દાઈએ, દિલ્હીની આસપાસનો મુલક છોડી ઉતાવળે, દક્ષિણમાં જ્યાં તેના પિતા હતા તે તરફ ઉપડી જવાનો વિચાર કર્યો. બન્નેએ સાદગી ધરી, પરિવાર ઓછો કરી, બે મુસાફરોની માફક શાન્ત મુસાફરી શરૂ કરી.

ગૌહર અને તેની દાઈ એક ભોમીઆની સહાયથી તેમનો માર્ગ ચુપકીદીથી કાપે જતાં હતાં. ત્યાં ભૂખ્યાં વરૂઓની જેમ ગામડાંઓ લૂંટતું અને દેશીઓનો કચ્ચરઘાણ કાઢતું અંગ્રેજ લશ્કર તેમને સામું મળ્યું. તેઓ લૂંટાયાં. ડાહી દાઈ અંગ્રેજ સરદારની પાસે પહોંચી. ગૌહરનો વૃત્તાન્ત તેને કહી, એ અનાથ બાળાના રક્ષણની માંગણી કરી.

ભલા સેનાપતિએ બધું દિલસોઝીપૂર્વક સાંભળ્યું, અને ગૌહરને પોતાની પાસે બોલાવી, તેને માટે પોતાના તંબુમાં રહેવાની ગોઠવણ કરી. એક રાજકુમારી તરિકે તેનો મરતબો જાળવવાની તેણે તેના બધા માણસોને આજ્ઞા આપી.

થોડા દિવસ સુધી ગૌહર અંગ્રેજ સરદારની સાથે રહી. પણ એટલામાં તે સરદારને લશ્કર લઈ બીજે સ્થળે જવાની સેનાપતિની આજ્ઞા આવી. સરદારે તેની સાથે રહેતા અને તેના વિશ્વાસપાત્ર બનેલા એક પંજાબી મુસલમાન અફસરને બોલાવી, ગૌહરની સોંપણી કરી અને તેને પોતાની બેટી તરિકે પાળવા સૂચના કરી.

ગૌહર તેના પાલક પિતા સાથે લખનૌ ગઈ. તેની મા નિરૂપાયે તેને છોડી દિલ્હી તરફ ગઈ. લખનૌમાં એ પંજાબી મુસલમાન તેના પ્રત્યે ખુબ મમતા બતાવતો, અને કુટુમ્બનાં માણસો તેના માટે ઓછાં ઓછાં થઈ જતાં.

હજુ લડાઈ અને રમખાણો તો ચાલુ જ હતાં. ચોમેર અશાન્તિ હતી. ઉત્તર હિન્દુસ્થાનમાં જીન્દગીની સલામતીની

કોઈને ખાત્રી નહોતી. ઈસાં ત્રાસી ગયા હતા. આકાશમાંથી અણુધારી વિજળી પડે તેમ ગામો લૂંટાયાના અને માણસો મરાયાના દુઃખદ સમાચાર આવ્યે જ જતા. યમરાજ તેના દૂતોને મોકલી ઇચ્છાઓ અને આશાઓથી ઉભરાતા અનેક માણસોને પોતાના યમસદનમાં ખેંચી લ્યે, તેમ એકાએક કોઈ મધરાતે લશ્કરના સેનાપતિનો તેના સિપાઈઓ ઉપર અમુક સ્થળે અને અમુક વખતે લશ્કરમાં પહોંચી જવા હુકમ છુટતો; અને અઠવાડિયામાં એ સિપાઈના કુટુમ્બના માણસો એના મરણના સમાચાર સાંભળતા. એ ભલા પંજાબી અફસરના મૃત્યુના સમાચાર પણ એક દિવસ એમ અનાયક જ આવ્યા. અને તેનું કુટુમ્બ અને ગોહર નિરાધાર બન્યાં.

ગોહર ત્યાંથી ચાલી નીકળી. તેનાં વીતકોની કથા શરૂ થઈ. તે ભટકતી ભટકતી, ભૂખ અને ઉજાગરા વેઠતી, એક ગામડામાં એક હિન્દુને ઘેર પહોંચી. ત્યાં થોડો વખત રહી. તેના સ્વરૂપે હિન્દુને મોહિત બનાવ્યો. ગોહર ચુપચાપ ઘર છોડી પાછી દુનિયાની બજારમાં રઝળવા માંડી.

તે ધીમે ધીમે દિલ્હી તરફ જતી હતી. બળવાખોરોની આગ શમી ગઈ હતી. વિજયી અંગ્રેજોનાં લશ્કરો પણ લૂંટો ચલાવીને થાકી ગયાં હતાં. થોડો વખત હિન્દુસ્થાનમાં સ્મશાનની શાન્તિ ઉતરી હતી. અંગ્રેજોએ સર્વત્ર વ્યવસ્થા અને સુલેહના ધ્વજ રોપી, બ્રિટિશ સામ્રાજ્યનું ચણતર આદર્યું હતું. એટલે ગોહર બહુ તકલીફ વિના, બહુ દહેશત વિના, કોઈ કોઈ વખત કોઈની દિલસોઝી મેળવતી, કોઈ કોઈ વખત દુનિયાના ડાહ્યા માણસોના ક્રૂર કટાક્ષો સહતી, તેને માર્ગે શાન્તિથી ચાલી જતી હતી.

રસ્તામાં એક જમીનદારનો ભેટો થયો. તેની સાથે ગોહર તેને ઘેર ગઈ. જમીનદાર આસપાસના લૂંટારાઓને આશ્રય

આપી તેમની લૂંટનો હિસ્સેદાર બની, બહુ શ્રીમંત બનેલો. તેની નિર્દયતા અને લંપટતાએ તેને આસપાસના પ્રદેશમાં બુરી નામના આપેલી; છતાં પ્રભુના કોઈ સંકેતથી તેણે ગૌહર પ્રત્યે પ્રેમ બતાવવા માંડયો. તેના એકના એક પુત્રને તેણે કોઈ દિવસ વ્હાલભર્યા શબ્દોથી નહીં સંબોધેલો કે હેતથી પાસે નહીં બેસાડેલો, પણ ગૌહરને તે પોતાની આંખ પાસેથી અળગી જ થવા દેતો નહીં.

થોડા મહિનામાં તો ગૌહરને લાલ કિલ્લામાં જે સાહ્યબી સાંપડતી તે આ જમીનદારને ત્યાં મળવા માંડી. ફરી વાર તેના મુખ પર લક્ષ્મીનું તેજ અને યૌવનની સુરખી ખીલ્યાં. તેનું પ્રિય સંગીત પાછું તેનાં કંઠમાં ઝણઝણવા માંડયું.

જમીનદારે તેના પુત્રની સાથે ગૌહરના નીકા કર્યા. ગાહરે નવું જીવન આનન્દથી સ્વીકારી લીધું, અને બન્ને પતિપત્નિ તેમના પિતાની મીઠી નજર નીચે સુખેથી રહેવા લાગ્યાં. જમીન-દારનો પુત્ર સબળ અને સ્વરૂપવાન હતો; પણ તેનામાં ગૌહર જેટલી સંસ્કારિતા કે બુદ્ધિપ્રતિભા નહોતી, એટલે ગૌહર તેના ઉપર સ્વામિત્વ ભોગવતી.

એકાદ વર્ષ તો પૂરું એ વૈભવમાં નહીં વીત્યું હોય, ત્યાં ફરી વાર ગૌહરના ભાગ્યના દીવા ઓલવાઈ ગયા. ફરી વાર તે ભિખારણ બની ગઈ. એક દિવસ જમીનદારના આશ્રિત લૂંટારાઓએ ઝનુનમાં આવી, બાપ અને દીકરા બન્નેનું ખુન કરી નાંખ્યું, અને તેમની બધી દૌલતનો કબજો લઈ, ગૌહરને કાઢી મૂકી.

ગૌહર ફરી ચાલી નીકળી. તે કાનપુર આવી. એક સોદા-ગરને ત્યાં ભઠીઆરાની નોકરી શોધી. પણ સોદાગર બદચાલનો નીવડયો. રૂપ ઉપર શ્રાપ વરસાવતી ગૌહર દિલ્હી પહોંચવા જેટલા પૈસા લઈ, તે સોદાગરને છોડી નીકળી પડી. અનેક કડવા મીઠા અનુભવો સંઘરતી તે દિલ્હી પહોંચી.

દિલ્હીના વિનાશ પછી, તેણે બરાબર બે વર્ષે દિલ્હીમાં પગ પગ મૂકયો. પગ મૂકતાં જ પૂર્વ જીવનના અનેક પ્રસંગો પાછા તાજા થયા. એના ઉપર આંસુ વરસાવતી તે આગળ ચાલી. આશરો પામવાનું સ્થળ શોધતું હતું, એટલે તે આખું દિલ્હી ફરી વળી.

તેને કોઇ સંઘરનારૂં જડયું નહીં. આખરે તે જમનાજીને કાંઠે ઝુંપડાંઓમાં વસતા માછીમારોના હાથમાં આવી. તેમને રસોઇ કરી આપવાનું સ્વીકારી તે તેમની સાથે રહી. થોડા દિવસ માછીમારોની સાથે ગાળ્યા પછી, એક દિવસ તેને ત્યાંથી યે જાકારો મળ્યો.

બધા માછીમારો એક રાતે દારૂનો સખ્ત નીશો કરી, આપસઆપસમાં લડતા હતા. લોહીલુહાણ થવાની સ્થિતિ આવી. ગોહર વચ્ચે પડી. બદલામાં તેને સખ્ત માર અને કારમા જખમો મળ્યા. જંગલી માછીમારોએ તેને બેશુદ્ધ દશામાં જમનાની રેતીમાં ફેંકી દીધી.

બીજે દિવસે સવારે હિન્દુ સ્ત્રીઓ પાણી ભરવા આવતી હતી ત્યારે, ગોહર અપંગ દશામાં ત્યાં પડી હતી. તેનામાં ઉઠવાની કે બોલવાની શક્તિ ન્હોતી રહી. માત્ર તેની ફીકકી કરૂણ આંખોથી તે આસપાસ ચાલ્યા જતા માણસો તરફ ટગર ટગર જોતી અને દયાયાચના કરતી.

કોઇ હિન્દુ સ્ત્રીની દયાએ તેને દવાખાને પહોંચાડી. થોડા દિવસ પથારી ભોગવી, તે સાજી થઇ; અને પછી નિર્વાહનું સાધન શોધતી દિલ્હીના ચોકમાં આવી ઉભી.

હવે તો તેની આપવીતી હું તેના જ શબ્દોમાં મૂકું :

" થોડા દિવસ રખડયા પછી, એક પંજાબી મુસલમાનને ત્યાં બાળકો સંભાળવાનું કામ મળ્યું. પહેલાં તો તેણે મારા

ઉપર ખુબ ભાવ બતાવવા માંડ્યો. પણ ત્યાં યે મારૂં રૂપ મારૂં વૈરી બન્યું. એની નજરમાં મેં વિકાર જોયો. એના ભાવમાં મેં બદફાનતનું નૃત્ય ભાળ્યું. અને હું ત્યાંથી યે ન્હાસી છુટી.

"હું કામને માટે ઘેર ઘેર ભટકતી. પણ મને ક્યાંય કામ મળતું નહીં. મને ભીખ માગવાનો સખ્ત ત્રાસ હતો. પણ જાણે ખુદાએ મારા નસીબમાં ભિખારણનું જ ભાગ્ય મૂક્યું હોય એમ મારે માંગી ભીખીને મેળવેલા ટુકડાઓ ઉપર જ પેટ ભરવું પડતું.

"એક દિવસ રોટી માંગતી હું એક ઘર પાસે ઉભી હતી. એક બાળક રોટી આપવા આવ્યો. માતૃત્વ માણ્યું ન્હોતું તો યે કોણ જાણે કેમ મારા હૃદયમાં, એ બાળકને જોઇને પ્રેમનું ઝરણુ ફુટી નીકળ્યું. પણ ભિખારણના પ્રેમની એને શી કીમ્મત? મેં તેને તેનું નામ પૂછ્યું. તેના માતાપિતાનું નામ પૂછ્યું. પણ તેણે મને જવાબ ન આપ્યો.

"બાળક ગર્વથી ચુપ રહેલો કે શરમમાં બોલી ન શકેલો એ મને ત્યારે પણ ન્હોતું સમજાયું અને હજી પણ નથી સમજાયું. મારી આ દુર્દશા મને બહુ સાલી. આવા જાણ્યે અજાણ્યે આવતા આઘાતોની વેદના અસહ્ય હતી. પણ ખુદાએ આ કાયામાં કોઇ એવી રચના મૂકી છે કે જેને આધારે થોડા વખતમાં એ વેદના હું વીસરી જતી અને જીન્દગી ખેંચ્યે જતી.

"હું એ રોટીનો ટુકડો ઝોળીમાં લઇ મારે માર્ગે જવા માંડી. ત્યાં બાળકને પાછા વળતાં બહુ વાર થઇ એ કારણે તેની મા બહાર આવી. તેણે મારા સામું જોયું અને હું પણ તેને તાકીને જોઇ રહી. પલકમાં સમજાયું કે તે તો મારી ફુઇ રશીયા. હું તેની પાસે દોડી ગઇ: અને તેની પાસે ખુબ રડી પડી. ફુઇબાના આગ્રહને વશ થઇ, હું તેની સાથે રહેવા લાગી.

"એકાદ માસ સુખમાં વિતાવ્યો. ફુઇબાની સ્થિતિ સારી હતી. તેના કુટુમ્બમાં તે અને તેનો છ વર્ષનો બાળક એ બે જ હતાં;

અને મહિનો થયાં હું ભળી હતી. ઘરનું બધું કામ હું કરતી. સુલેમાનને આખો દિવસ રમાડતી અને ફુઇબાને પ્રસન્ન રાખવા મારી બધી આવડત અને બુદ્ધિ હું ખર્ચતી. પણ કોણ જાણે તેમના મનમાં શું હશે કે તેમણે વાતવાતમાં અને ડગલે ડગલે મારો વાંક કાઢી મને સતાવવા માંડી. હું ચાલી જાઉં એમ તો તેમની ઇચ્છા નહીં હોય ને ? પણ મેં તો એ બધું સહીને પણ, નિભાવી લેવાનો નિશ્ચય કર્યો. ભિખારણ બનીને દિલ્હી નગરીમાં ભટકવું એના કરતાં ફુઇબાની સતાવણી સહી લેવી એ મને ઓછું દુઃખપ્રદ, અને વિશેષ કરવા જેવું લાગતું.

"એક દિવસ તેના ઘરમાં ચોરી થઈ. તપાસ કરવા પોલીસ આવી. ફુઇબાને તેની નિરાધાર ભત્રીજી પર જરા યે દયા નહોતી રહી. તેણે પોલીસ પાસે ગુન્હેગાર તરિકે મારૂં નામ મૂક્યું. મને થયું કે ફુઇબાએ ગળે ફાંસો દઇને મને મારી નાંખી હોત તો બહેતર થાત. મને સાફ સાફ કહીને તેમને ત્યાંથી કાઢી મૂકી હોત તો યે, એટલો વખત પોષણ આપ્યું તે માટે હું તેમનો અહેસાન ગાત. પણ આંમ મારા ઉપર આરોપ મૂકી મને બેઆબરૂ કરી પોલીસને હવાલે મૂકવાનું તેમને કેમ ગમ્યું હશે ! મને જીભ કરડીને મરી જવાનું મન થયું; પણ એ ન બની શક્યું. ગરીબ અને તિરસ્કૃત માનવીનો આત્મા પણ અપમાનો સહવાને એટલો ટેવાઇ ગયો હોય છે કે તેને આવા પ્રસંગો બહુ પીડા નથી કરી શકતા. હું પણ એવી પામર બની ગઇ હતી. એ પણ દિવસ હતો કે જ્યારે ઉંચે સાદે જવાબ દેનાર નોકરોની હું જીભ ચુંટાવી કાઢતી, અને શબ્દ ઉથાપનારને સખ્ત શાસન આપતી. ત્યારે લોહીના બુન્દુએ બિન્દુમાં સ્વમાન અને સ્વગૌરવ અને શાહજાદીની અસ્મિતા જાગ્રત્ રહેતી. આજે એનો એક પરમાણુએ શેષ નહોતો રહ્યો.

"હું પોલીસની પરહેજગીરી સ્વીકારી તેમની સાથે કોર્ટ-

ચાલી તરફ ચાલી. ત્યાં મારા ઉપર જે વીતકો વીત્યાં, તે તો, મારો ખુદા જ જાણે છે. અમે ત્યાં પહોંચ્યા, ત્યારે રાક્ષસ જેવા વિકરાળ ચ્હેરાવાળા અને રાની પશુ જેવી આંખોવાળા દશ સિપાઇઓને મેં ત્યાં બેઠેલા જોયા. કોટવાલીમાં પગ મુકતાં જ મારા ઉપર ગાળોનો વરસાદ વરસવા મંડયો. હું ચુપ રહી. લાતો પડી, તો યે હું કાંઇ ન બોલી. એક આગળ આવી મારો ચોટલો પકડયો અને તે ખેંચી મને નીચે પછાડી. મારા અંતરમાં સળગતી હોળીની જ્વાળા આંખો વાટે અશ્રુનું રૂપ ધરીને બહાર નીકળવા માંડી. હું ચુપચાપ રહી પડી. વર્ષોની સિપાઇગીરીએ વેરાન બનાવી દીધેલા તેમના હૃદયમાં દયાનો અંકુર જ ન ફૂટયો.

"મેં આકાશ સામે મીટ માંડી. પણ પરવરદેગાર ક્યાંય ન દેખાયો. મેં રસ્તે ચાલ્યા જતા આવતા માણસો સામે નજર કરી, પણ પ્રભુએ માનવીના હૃદયમાંથી પોતાનાં સિંહાસન ઉઠાવી લીધાં હોય તેમ લાગ્યું. મારૂં શરીર કમ્પવા લાગ્યું. મારા મ્હોંમાંથી શબ્દો સરવા લાગ્યા :

" 'હું ચોર નથી, હું ગુન્હેગાર નથી. હું દિલ્હીના સમ્રાટની બેટી છું, મેં કશો જ અપરાધ નથી કર્યો. ઓ ખુદા, જરા જો, જરા આ બંદગી સાંભળ.'

"મારા ઉપર જોડાનો માર પડવા માંડયો—તે એટલે સુધી કે હું તે ન સહી શકવાથી અચેત બની ગઇ. બેભાન અવસ્થામાં પણ મને જુતિયાં અને પાટુઓ મારવામાં એ પશુઓએ કચાશ ન રાખી. મારો વાંસો છોલાઇ ગયો.

"બીજે દિવસે સવારે શુદ્ધિમાં આવી ત્યારે દિલ્હી દરવાજાની બહાર, એક ઝાડ નીચે હું પડી હતી. મારાં વસ્ત્રો લોહીથી રંગાયેલાં હતાં.. જખમોની આકરી વેદના થતી હતી. અશક્તિ

એટલી આવી ગયેલી કે ઉઠવાની લગીરે તાકાત નહોતી. જગતને પોતાના ભાર નીચે દાબીને પાતાળમાં ધકેલી દે એવો વજનદાર અને સળગતો નિસાસો મેં મૂક્યો.

"સવારમાં આફતાબ પોતાનો રાહ કાપવા લાગ્યો, તેમ તેમ મારામાં નવું ચેતન પૂરાવા લાગ્યું. હું બેઠી થઇ. લોહીથી રંગાયેલાં વસ્ત્રો અને ખરડાયેલા ચ્હેરો લઇ હું બજારને માર્ગે ચાલી.

"માછીમારોનો માર ખાઇ જે હાલતમાં તે દિવસે દિલ્હીના ચોકમાં નિર્વાહનું સાધન શોધતી હું ઉભી હતી, તેજ હાલતમાં ફરી વાર લોકોની દયા યાચતી હું બજારમાં ઉભી રહી. તે દિવસે દવાખાનાની ચાકરી મેળવી હું સાજી તાજી બની હતી. આ તો વખતે મ્હોં ઉપર જરા યે નૂર ન્હોતું રહ્યું.

"વેદનાનો પ્રત્યાઘાત, આગલા દિવસની ભૂખ, નિર્વાહની ચિન્તા—એ બધાંએ જુવાની છતાં કાયાને એટલી તો કોતરી ખાધી હતી કે તેનામાં પરવરદેગારના આ નવા પ્રહારો સહવાની મુદ્દલ તાકાત નહોતી રહી. હું લાંબો વખત ઉભી ન રહી શકી. ત્યાંને ત્યાં વસ્ત્ર સંકોરી હું બેસી ગઇ. માર્ગે ચાલતા માણુસો સામે હું આંખો ઉંચી કરીને જોતી. તે શિવાય મારી આંખો જમીન સાથે જ જડાયેલી રહેતી.

"રસ્તે જતા હજારો માણુસોમાંથી કોઇએ મારી સામે ન જોયું. કોઇને ખબર નહીં હોય કે હું બહાદૂરશાહ બાદશાહની બેટી છું.

"આખો દિવસ હું એ દશામાં બેઠી રહી. મધ્યાહ્નનો સૂર્ય અસ્તાચલને માર્ગે વળ્યો અને તેની કાંતિ ઓછી થવા લાગી. સાથે સાથે મારા શરીરમાંથી પણ ચેતન નીતરી જવા લાગ્યું. સાંઝના ચારેક વાગ્યે તો મને મુર્છા આવી ગઈ. હું બજાર

વચ્ચોવચ્ચ બેભાન દશામાં પડી. ઓ ખુદા ! રોટીના એક ટુકડા માટે બાદશાહના ફરજંદની આ દશા !

"સાંઝે મારી આંખો ઉપર ઠંડુ પાણી છંટાતું હતું અને મ્હોંમાં મીઠું શરબત રેડાતું હતું, એમ મારી આંખો ઉઘડી ત્યારે મેં જોયું. ખુદાના કોઈ બંદાના દિલમાં દયા વસી હતી.

"માત્ર દયાથી પ્રેરાઈ એ દિલસોઝ આદમી મને તેને ઘેર તેડી ગયો. મારા જખ્મો સાફ કર્યા; મને ધોયેલા લુગડાં પહેરાવ્યાં; આજારીને આપે એવું હળવું પણ મિષ્ટ ખાવાનું મને મળ્યું. બીજે દિવસે સવારે જાણ્યું કે આ દયાવંત સજ્જન તેની બધી દોલત, દુનિયાના તિરસ્કૃતોને દિલાસો દેવામાં અને દુઃખીઓને મદદ કરવામાં જ ખર્ચે છે. તેને કોઈ સંતાન નહોતું; કુટુમ્બમાં તે અને તેમની પ્રભુભક્ત પત્ની હતી. તે કોમે હિન્દુ હતા, છતાં તેમના દિલમાં કોમી ભાવનું વિષ નહોતું વસ્યું. તેમની સમૃદ્ધિનો લાભ હિન્દુ અને મુસલમાન સૌને સરખો મળતો. આવા પાક પુરૂષને હાથે કેટલાય દિવસ સારવાર પામી, પાછી હું સાજીતાજી બની.

"તેમની સાથે રહી, તે દરમ્યાન મારી આત્મકથા તેમણે મારી પાસેથી જાણી લીધેલી. મારા પ્રત્યે તેમને ખુબ ભાવ થયો. જો હું હિન્દુ હોત તો તે મને તેમની દીકરી કરીને સાથે જ રાખી લેત.

"મહિનો દિવસ તેમનો મીઠો આશરો માણી, થોડા રોકડા રૂપિયા, થોડાં વસ્ત્રોની જોડ અને સૌથી વિશેષ કીમ્મતી તેમનો પ્રેમ શિરપાવમાં પામી, હું તેમને ઘેરથી નીકળી. વિદાય આપતાં એ પતિપત્નીએ મને આગ્રહપૂર્વક કહેલું કે 'ભીડ પડે ત્યારે, બેટા, તું અહીં જરૂર આવજે.'

"એ ઘરની બહાર પગ મૂક્યો અને પાછી મારી મત મુંઝાવા લાગી. ક્યાં જાઉં? શું કરું? રખડપાટની દશામાં સીનું કામ કરનારી જુવાનીને એકલી અને અરક્ષિત રહીને શી રીતે સાચવવી? આ પ્રશ્નોનો ઉકેલ બહુ અઘરો લાગ્યો. તો યે પાછા પગ કરવા–પેલા ધર્મવન્ત હિન્દુ સજ્જનને ત્યાં જવા હિમ્મત ન ચાલી. ખુદાને બધું સોંપી મેં તો ઝુકાવ્યું. પગ જ્યાં લઇ જાય ત્યાં ચાલવા માંડ્યું. રખડી, રઝળી, લુંટાઇ, હેરાન પરેશાન બની. અને છેવટે અહીં આવી. પણ ખુદાની એટલી મહેર કે એ બધું છતાં, હું મારું સ્ત્રીત્વ ઉજ્જવળ રાખી શકું છું."

એ ગૌહરની આપવીતી છે.

થોડા દિવસો હું અને ગૌહર સાથે રહ્યાં. અમે જીન્દગીનું નાવ, ધીરે ધીરે સુખપૂર્વક ધપાવ્યે જતાં હતાં. ત્યાં મક્તબામાંથી મારી નોકરી તૂટી ગઇ. વડા મુર્શિદજી બદલાઇ ગયા હતા. તેમની જગ્યાએ બીજા માનપ્રિય અને કડક મિજાજના મુર્શિદ નીમાયા હતા. તેમણે મારા નજીવા અપરાધને માટે મને રજા આપી. જે છોકરા ઘેર ખાનગી ભણવા આવતા હતા, તેમણે પણ મને તજી દીધો.

હું રોજી વિનાનો બની ગયો. ઠેકાણે ઠેકાણે નોકર માટે ભટકવા માંડ્યો. પણ ક્યાંય પત્તો ન લાગતો. એ દશામાં એક દવસ હું હજરત ખ્વાજા નિઝામુદ્દીન ઓલીયાની દરગાહમાં દર્શન અર્થે ગયેલો. પાછા વળતાં રસ્તામાં એક ઘાસ કાપનારાની સાથે વાત થઈ. તેની પાસેથી મને ઘાસની ભારીઓ વેચી રોજી મેળવવાનો માર્ગ મળ્યો. થોડા કલાકના શારીરિક શ્રમને પરિણામે દરરોજના ત્રણ રૂપિયા કમાઇ શકાય છે એ વાત તેણે મને કહી.

મેં ઘેર આવી ગૌહરને આ વાત કહી. એને પણ આ સ્વાશ્રયની જીન્દગી જીવવા મન થયું. તે જ દિવસે વરસના ચાળીસ

રૂપિયા આપવાનું ઠરાવી, એક બીડ જમનાજીને સામે કાંઠે ભાડે રાખ્યું. ત્યાં નાની ઝુંપડી બાંધી. અને હું, ગાહર અને મારાં બે બાળકો ત્યાં રહેવા ગયા.

તે દિવસથી મારૂં જીવન પ્રભુમય અને પરમ સુખમય બન્યું છે. મને કોઇ દિવસ પૈસાની મુશ્કેલી નથી પડી. કોઇ દિવસ અમારી કોઠીમાંથી દાણા નથી ખુટયા. અને મારા જીવનમાં એટલી સાદાઇ અને સાધુતા આવી ગયાં છે કે દુનિયામાં પાક ફકીર તરિકેની મારી નામના નીકળી છે.

વરસમાં આઠ મહિના હું ઘાસ વાઢવાનો ધંધો કરૂં છું અને ચાર મહિના આરામમાં—ખુદાની બંદગીમાં ગાળું છું. આઠ મહિનામાં મારી આમદાની આશરે છસો સાતસો રૂપિયાની થાય છે. તેમાંથી ખર્ચ ભાગ્યે જ ત્રણસો રૂપિયા થતું હશે. વધારાની રકમ હું ગરીબોને અને દુઃખીઓને સહાય રૂપ બનવામાં મારી રીતે ખર્ચું છું.

આ બધા સુખમાં અને આનન્દમાં એક જ દુઃખ દિલમાં કોઇ કોઇ વખત કારી વેદના કરે છે. પોચી માટીનો માનવી જેટલાં દુઃખ સહી શકે એટલાં બધાં યે દુઃખ જીવનમાં અનુભવનાર અને છતાં યે છેલ્લી ઘડી સુધી, પ્રેમના અદમ્ય આવેગપૂર્વક મને ચાહનાર, મારી દુરદાના આજે મારી સાથે નથી. એની કબર ઉપર દરરોજ ફુલ ચડાવી, એ દુઃખ ભૂલવાનો હું પ્રયત્ન કરૂં છું; પણ તે નથી ભૂલાતી. વર્ષો ઉપર વર્ષો ચાલ્યાં જાય છે, છતાં તેના નામની તાઝગી એવી ને એવી જ છે. એનું નામસ્મરણ મને પ્રભુ જેટલું પુણ્યમય લાગે છે. દુરદાના ! કેવું સુંદર નામ !

*

# ઠેલાવાળો શાહજાદો

સને ૧૯૧૧માં સમ્રાટ્ પાંચમા જ્યોર્જ વિલાયતથી લાંબી સફર કરી હિન્દુસ્થાન પધાર્યા અને પાટનગર દિલ્હીમાં રાજ્યારોહણનો દરબાર ભરી અંગ્રેજ સરકારના સાર્વભૌમત્વની ઘોષણા કરી. તે દિવસથી નવું દિલ્હી રચવાનો આરંભ થયો. દેશદેશથી કુશળ ઇજનેરો અને કારીગરો દિલ્હીમાં ઉતરવા લાગ્યા અને પૂર્વગામી શહેનશાહોએ રચેલી બધી યે પુરાણી દિલ્હીઓ કરતાં કોઇ અજબ નવી–સૌન્દર્ય અને સમૃદ્ધિમાં અપૂર્વ એવી દિલ્હી ઘડવા પોતપોતાની કુશળતા ખર્ચવા મંડયા. ઈંટોનાં જંગી કારખાનાં નંખાયાં. ગામડાંના અનેક માણસો રોજી અર્થે પોતાની પૂંજી બગલમાં મારી દિલ્હીમાં ઉભરાવા લાગ્યા.

અયોધ્યાના નવાબોના પૂર્વજ મન્સૂર અલીખાં સફદરજંગના મકરબા પાસે ઈંટો પકવવાની એક મોટી ભઠ્ઠી ચાલતી હતી. ત્યાં હજારો માણસો કામ કરતાં હતાં. અનેક ઠેલવાળાઓ પોતાના ઠેલામાં ઈંટો ભરી નવા દિલ્હી તરફ લઇ જતા હતા.

એમાં એક કમજોર ડોસો પણ ધીમે ધીમે પોતાનો ઠેલો ખેંચી, બધાની સાથે ચાલ્યો જતો હતો. તે વારંવાર થાકી જતો અને વિસામો લેવા અટકી પડતો. તેના જુવાન સાથીઓમાંથી કોઇ કોઇ કેટલી યે વખત તેના ઠેલાને હાથ દઇ તેને પોતાની પાછળ ન પડવા દેતા. આવી રોજરોજ મજુરી કરી, સાંઝે તે રુપિયો

લઈને ઘેર આવતો અને પોતાને હાથે રોટી પકાવી, આખા દિવસની કડકડતી ભૂખને શમાવતો.

કોઈ નહોતું જાણતું કે આ ડોસો કોણ છે. સૌ કોઈ એમજ જાણતું કે પાસેના ગામડામાંથી એક મીસ્કીન મુસલમાન રોજી શોધતો પાંચેક વર્ષ થયાં દિલ્હી આવ્યો છે અને ઈંટો સારવાની મજુરી કરી શાન્તિથી ગુજારો કરે છે. ડોસાનો સ્વભાવ ખુશમિજાજ હતો. તેના ચ્હેરા ઉપર ખાનદાની પ્રકાશતી. તેની સાથેના બીજા માણસો તેને 'કાકા' કહીને બોલાવતા અને આ ડોસો પણ સૌના તરફ 'કાકા'ની સ્નેહભરી નજરે જોતો. તેને જોનાર અને જાણનાર સૌ એમ માનતા કે તે સુખી છે.

આમ મજુરીમાં તેનાં પાંચ વર્ષો તો વહી ગયાં. એક દિવસ, ૧૯૧૭ના મે માસની ૧૧ મી તારીખે, બપોરના તે તેનો ઠેલો ભરી ચાલ્યો જતો હતો. માણસ ન સહી શકે એવો સખ્ત તાપ તપી રહ્યો હતો. તેના સાથીઓ ઉતાવળમાં આગળ નીકળી ગયા હતા. તે એકલો પડી ગયો હતો. તેની સફેદ દાઢી અને તેનો જર્જરિત ચ્હેરો ધુળ ધુળ થઈ ગયાં હતાં. તેના શરીરે પરસેવાના રેલા ચાલ્યા જતા હતા. તે થાકીને લોથ થઈ ગયો હતો અને મહા મુશીબતે આગળ ડગલાં માંડતો હતો.

ત્યાં પાછળથી એક મોટર આવી. હાંકનારે ભૂંગળું વગાડ્યું પણ ડોસાએ તે ન સાંભળ્યું. મોટર દોડતી પાસે આવી પહોંચી. મોટરમાં એક પંજાબી જુવાન સોદાગર બેઠો હતો. તેની પાસે એક બજારી સ્ત્રી બેઠી હતી. બન્નેએ ઇશ્કનો પોશાક સજ્યો હતો અને શરાબના નશામાં ચકચુર હતાં.

મોટર હાંકનારે ચપળતાથી મોટર ઉભી રાખી દીધી; અને બુઢ્ઢાને બચાવી લીધો. પણ જુવાન સોદાગરે મિજાજ ખોયો. તેણે મોટરમાંથી નીચે ઉતરી, એ ગરીબ અને કમજોર ડોસા ઉપર થોડી સોટીઓ ચોડી કાઢી.

નિર્ધન અને નિસ્સહાય ડોસાએ આ સાંખી લીધું. સોટીઓ ખાઇ તે બેવડ વળી ગયો. ડોસાની નિરાધારતા દેખી, પંજાબીએ વધારે જોરથી ક્રોધ ઉતારવા માંડ્યો. ડોસો પછાટ ખાઇ નીચે પડ્યો.

પડતાં જ તેનામાં નવું જોર પ્રગટ્યું હોય, તેમ તે જુવાનની માફક બેઠો થયો. તેની આંખમાં ઝનુન ચમકવા લાગ્યું. તેનો ચ્હેરો રોષથી વિકાળ બની ગયો. વીજળીના વેગે તે દોડ્યો અને પંજાબીની છાતીમાં મૂક્કો લગાવી તેને નીચે પાડી દીધો.

પોતાના માલીકને પડેલો ભાળી મોટરનો હાંકનાર બુઢ્ઢાની સામે થયો. બુઢ્ઢાએ પણ, તેને ઠેલા ઉપર પડેલો પ્રચંડ દંડ લગાવી તેનું માથું ભાંગી નાંખ્યું. તેમાંથી લોહીનો ધોધ વહેવા લાગ્યો. મોટરમાં બેઠેલી વેશ્યા વિલાપ કરવા લાગી.

બુઢ્ઢો બન્નેને શિક્ષા કરી, પાછો બેભાન થઇને પડી ગયો. તેનો ઠેલો અને તે ક્યાંય સુધી એ દશામાં પડ્યાં રહ્યાં. થોડી-વારે કળ ઉતરતાં પંજાબી સોદાગર અને તેનો હાંકનાર મોટ-રમાં બેસી તેમને માર્ગે ચાલ્યા ગયા. તેમણે એ ઠેલાનો નંબર ધ્યાનમાં રાખી લીધો અને તેમની સામે થનાર એ બુઢ્ઢાને હેરાન હેરાન કરી નાખવાના મનમાં શપથ લીધા.

એ રસ્તો દિલ્હીની બહારની બાજુએ આવેલો હોવાથી, ત્યાં ઝાઝા માણસોનો અવરજવર નહોતો. પંજાબી જુવાન જેવા કોઇ કોઇ ઇશ્કીઓ જ મોજ કરવા એ માર્ગે નીકળતા. પણ તેમને રસ્તા ઉપર કોણ પડ્યું છે એની પરવા ન રહેતી. આ ઉપરાંત માલ ખેંચનારા મજુરો તે માર્ગે ચાલતા. તેમાંથી થોડાક માલ ઠલવીને પાછા ફરતા હતા, ત્યારે તેમણે 'કાકા'ને રસ્તામાં બેભાન પડેલા જોયા. તેમને પ્રથમ તો એમ લાગ્યું કે ડોસો બિચારો થાકને કારણે બેભાન દશામાં પડ્યો છે.

બે જણાએ તેનો ઠેલો ઠેકાણે પહોંચાડયો. અને બીજા બેએ તેને ઉપાડી પોતાના ઠેલામાં નાંખ્યો અને ઘર તરફ લઇ ચાલ્યા. ડોસાની આંખોમાંથી પાણી નીકળતું હતું અને તેના મ્હોંમાંથી ફીણ ચાલ્યાં જતાં હતાં. તેનું શરીર સાવ ઠંડુગાર બની ગયું હતું.

ડોસાને તેને ઘેર લાવ્યા. ઘર દિલ્હીના બહારના ભાગમાં જ્યાં મજુરોનાં ઝુંપડાં હતાં ત્યાં હતું. ડોસો એકલો હોવા છતાં ઘરને બહુ જ સ્વચ્છ રાખતો. ઘરમાં ઘરવખરી બહુ ઓછી હતી; પણ જે હતું તે એટલું સુંદર રીતે ગોઠવેલું હતું કે જોનારને એમ જ લાગે કે કોઇ કુશળ ગૃહિણીની આ રચના છે. પથારી કરી ડોસાને સુવડાવવામાં આવ્યો. અને એક મજુર-સાથી તેને માથે હાથ ફેરવતો તેની પાસે બેઠો. બીજો કંઇ ખાવાનું લઇ આવવા પોતાને ઘેર દોડયો.

થોડું પાણી મ્હોંમાં રેડાયું. અને બુઢ્ઢાએ આંખો ઉઘાડી. ત્યાં ખાવાનું આવ્યું. ડોસાએ ધીમે ધીમે તે ખાધું અને આપવીતી સૌને કહી સંભળાવી.

તેની ગયેલી શક્તિ પાછી આવી અને બધાને વિદાય આપી તે એકલો નિદ્રાના ખોળામાં માથું મૂકી ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. વહેલી સવારે તે ઉઠયો ત્યારે સાવ તાજો બની ગયો હતો.

હંમેશની રોજી ઉપર નિર્વાહ કરતો ડોસો પાછો બીજે જ દિવસે તેનો ઠેલો લઇને કામે લાગી ગયો. પેલા છેલબટાઉ સોદાગરના દુર્વ્યવહારની વાત બે ત્રણ દિવસ તેના મનમાં ઘોળાઇ; પણ આખરે તેના કામમાં તે એ આપવીતી વિસરી ગયો.

એક દિવસ તે ભઠ્ઠીએ તેના ઠેલામાં ઇંટો ભરતો હતો, ત્યાં એક પોલિસ તેની પાસે આવ્યો અને તેનું કાંડુ ઝાલ્યું: 'પંજાબી સોદાગર શેઠને તમે માર માર્યો છે ને? તમારા ઉપર વોરંટ છે.'

આટલા દિવસે આ વાત તાજી થતી જોઇને ડોસો 'દિંગ્મૂઢ બની ગયો. તે જરા પાછો હઠી ગયો. ગુન્હેગાર પંજાબી હતો, અને તે પોતાને ગુન્હેગાર ઠરાવી વેર લેવાની દાનતથી ઇન્સાફને છેતરે છે, એ વિચારે ડોસાનું લોહી જરા તપ્યું. તેણે જે બન્યું હતું તે પોલિસને કહી દીધું :

'હા, મેં તેને માર્યો છે. પણ વાંક મારો નથી. વાંક એ સોદાગરનો છે. હું તો ચુપચાપ મારે માર્ગે ચાલ્યો જતો હતો, ત્યાં મોટરમાંથી ઉતરી, તેણે મારા ઉપર સોટીઓ ખેંચવા માંડી. ક્યાં ય સુધી મેં સહન કર્યું. તો યે તે શાન્ત ન થયો. એટલે મારૂં લોહી ઉકળ્યું. મેં ઉકળાટમાં, તેની સોટીનો મુક્કાથી જવાબ દીધો. પછી હું મુર્ચ્છા ખાઇને પડી ગયો. ત્યાર પછી શું બન્યું તે હું નથી જાણતો.'

'બહુ સારૂં. મારી સાથે અદાલતમાં ચાલો.' સિપાઇએ ડોસાની વાત સાંભળી ન સાંભળી કરી, હુકમ બજાવ્યો. ડોસા સાથે કામ કરતા તેના બીજા સાથીઓ જોઇ રહ્યા અને ડોસાને પોલિસની સાથે ચાલવું પડ્યું. આખો રસ્તો મનમાં એક જ વિચાર વસ્યો : ઓહો ! તવંગરી કેવી ચીજ છે ? દુનિયા તેને ઝુકી ઝુકીને સલામો કરે છે, તેની સ્તુતિઓ ગાય છે, અને તેની ખુશામત કરી આનન્દ પામે છે. અને ગરીબી ? હું ગરીબ છું, અનાથ છું, અસહાય છું, એટલે હું ગુન્હેગાર નહીં છતાં મને પોલીસ પરાણે ઘસડી જાય છે. અને અદાલતનો કાજી, જો તેના દિલમાં ખુદા નહીં વસતો હોય તો, ફાવે તેમ ફેંસલો આપશે.

તે અદાલતમાં પહોંચ્યા. પોલિસે ડોસાને કાજીની સામે ઉભો કર્યો. કોઇ એક ખાનદાન ચ્હેરાવાળો આદમી નીચે માથે કંઇક લખ્યા કરતો હતો. તેણે ચશ્માં પહેર્યાં હતાં. તેના વાળ, એ ન્યાયાસને બેસી ન્યાય તોળવામાં ધોળા થઇ ગયા લાગતા હતા. તેનો આગળ પડતો ભાલપ્રદેશ તેના પાંડિત્યની અને

પ્રમાણબુદ્ધિની સાક્ષી પૂરતો. તેને જોઇને, પ્રથમ નજરે જ ડોસાના દિલમાં, ઇન્સાફ મળશે એવી શુભાશાએ સંચાર કર્યો.

કાજીએ માથું ઉંચું કર્યું; અને ડોસા તરફ નજર કરી. નજરમાં અમી અને દયા ઉભરાતાં હતાં. ડોસાને બેસવાની તેણે ઇસારત કરી. પહેરો ભરતો પોલિસ ડોસાની પાછળ ઉભો રહ્યો.

કાજી સાહેબ કામમાંથી પરવાર્યા, એટલે તેમણે આ કિસ્સો હાથમાં લીધો. પ્રથમ પંજાબી સોદાગરને, તેના શોફરને અને બેલી બીને બોલાવ્યાં. ત્રણેની ફરીયત લીધી, અને પછી ડોસાને પ્રશ્નો પૂછવા માંડયા. પ્રશ્નોમાં ડોસાના પૂર્વ જીવનની વાતો આવવા માંડી. તેમાં કાજી સાહેબને અને આખી અદાલતને રસ પડવા માંડયો. કાજીએ ડોસાને, વાંધો ન હોય તો, એ આખો વૃત્તાન્ત કહેવા સૂચના કરી. ડોસાએ સૂતેલી સ્મૃતિઓ જગાડી જગાડી આખી કથા સંક્ષિપ્તમાં કહી સંભળાવી.

'મારૂં નામ ઝફર સુલ્તાન છે. બહાદૂરશાહ શહેનશાહના બિરાદર મિરજા સાહેબનો પુત્ર છું. બળવા પછી, અનેક વર્ષો સુધી ગામડાંઓમાં ભટકી, અનેક પ્રકારનાં દુઃખો સહન કરી, હું થોડા વર્ષ થયાં દિલ્હીમાં પાછો આવ્યો છું; અને મારા દાદાની રાજધાનીમાં, ઠેલો ચલાવવાનો ધંધો કરી, જીન્દગીનો ગુજારો કરૂં છું. આજે જે કમનસીબ ઘટનાને કારણે મને અદાલતમાં ખડો કરવામાં આવ્યો છે, તે આ મે મહિનાની અગીઆરમી તારીખે બની છે.

'સખ્ત તાપમાં શેકાતો, હું મારો ઠેલો ખેંચતો, તે દિવસે બપોરે નવા દિલ્હીને રસ્તે ચાલ્યો જતો હતો. હું થાકીને લોથ થઇ ગયો હતો. મારૂં ધ્યાન અને મારી બધી શક્તિ મારો ઠેલો ખેંચવામાં રોકાયાં હતાં. એટલામાં પાછળથી મોટર આવી. મારી વૃદ્ધાવસ્થા અને મારી દુર્દશાની દયા ન ખાતાં, મોટરના માલીકે

નીચે ઉતરી મને, એકદમ સોટીઓ મારવા માંડી. ચાર સોટીઓ મારી ત્યાં સુધી હું કાંઇ ન બોલ્યો. મેં એ ચુપચાપ સાંખી લીધું. તો યે જ્યારે તે ન અટક્યો, ત્યારે મારૂં લોહી ઉકળી ઉઠ્યું. તવંગર માણસો ગરીબ તરફ જે તિરસ્કારની નજરે જૂએ છે, તે કેટલીક વખતે તો અસહ્ય હોય છે. અને હું અત્યારે મિસ્કીન બની ગયેલો અને મજુરી ઉપર નિર્વાહ કરતો હોવા છતાં, મારા દેહમાં મારા પ્રતાપી પૂર્વજો, એ અકબરશાહ અને ઔરંગશાહનું રક્ત ઉછળે છે એવું મને અભિમાન છે. હું જરા-ગ્રસ્ત અને કમતાકાત બુઢ્ઢો બની ગયો છું, છતાં મને કોઇના અપમાનો સહવાનો કે તવંગરોના લક્ષ્મીના તેજમાં અંજાવાનો અભ્યાસ નથી. અન્યાય કે અત્યાચાર બરદાસ્ત કરી લેવાની મને આદત નથી. અને મારી જુવાનીના દિવસોમાં જ્યારે દિલ્હીના તખ્ત ઉપર મારા કાકા બહાદૂરશાહ બિરાજતા, અને અમે લાલ કિલ્લામાં રહેતા, ત્યારે, અનેક બદમાશોને અને ઉદ્ધતોને મેં તેમની બદમાશી ભૂલાવેલી. સોટીઓનો પ્રહાર પડતાં મારી એ જૂવાનીની સ્મૃતિ જીવતી બની: જાણે અત્યારે પણ હું એ દિવસનો સત્તાધીશ શાહજાદો હોઉં એવું જોશ મારામાં આવ્યું. અને નિર્બળ ગાત્રો છતાં, એ તોરમાં, મેં તેને સામો મુક્કો લગાવ્યો. સોદાગર નીચે પડ્યો, તેનો મોટર હાંકનારો મારી સામે આવ્યો. હજી મારી આંખોમાંથી અગ્નિ વરસતો હતો, અને મારૂં શરીર ઝનુનથી કાંપતું હતું. તેણે મારૂં ક્રોધ–સ્વરૂપ ન ઓળખ્યું અને હાથ ઉગામ્યો. બીજા મુક્કાએ તેના માથામાંથી લોહીની ફુટ થઇ. પેલી ઓરત મોટરમાં બેઠી બેઠી રાડો પાડવા લાગી.

"તેમને એ દશામાં મૂકી, મારૂં ઝનુન ઓસરવા લાગ્યું–મારો તોર ઉતરવા લાગ્યો અને હું પ્રત્યાઘાતથી પટકાઇ નીચે પડ્યો. મુર્છા મારી છાતી ઉપર ચડી બેઠી. કેટલીયે વાર હું બેભાન દશામાં પડ્યો રહ્યો. ત્યાં નવા દિલ્હીમાંથી પાછા ફરતા મારા સાથીઓએ મને બેભાન અવસ્થામાં પડેલો જોઇ, દયાથી દોરાઇ,

અને તેમના રેંકડામાં નાંખી ઘેર આવ્યો. થોડું ખાવાનું લાવી, મારી આખા દિવસની ભૂખ મટાડી અને ધીમે ધીમે મને શુદ્ધિ આવી. બીજા દિવસથી જ પેટને અર્થે પાછો હું કામે લાગી ગયો.

"કાજી સાહેબ, બેઅદબી માફ કરજો. ક્યાંય અઘિટત દેખાય તો મને ક્ષમા દેજો. પણ હું ગુન્હેગાર નથી. ગુન્હેગાર તો મને સજા કરાવવા આપની પાસે આવેલો આ સોદાગર છે."

બુઢ્ઢા ઠેલાવાળાનું બ્યાન પૂરૂં થયું. કાજી અને આખી અદાલત મોગલ સલ્તનતના આ વારસદારની આવી દયાજનક દુર્દશા જોઇ દુઃખી બન્યાં. અદાલતનું વાતાવરણ અનુકમ્પામય બની ગયું. સામ્રાજ્યના પતન પછીની શાહજાદાઓની આ હાલતમાંથી ગોરા કાજીને કોઇ જગજૂનું સત્ય સમજાતું હોય, તેમ તેની મુખમુદ્રા ગંભીર થઇ ગઇ. તેની પાસે બેઠેલા બે મુસલમાન શિરસ્તેદારોની આંખોમાંથી આંસુઓ ચાલ્યાં.

થોડીવાર પછી એ શોકમય વાતાવરણ શમતું લાગ્યું. અદલ કાજીએ ફેંસલો સંભળાવ્યો કે 'સુલતાન ઝફરને નિર્દોષ જાહેર કરવામાં આવે છે અને ફરિયાદીને, તેની હકિકત ઉપરથી ગુન્હેગાર ગણી દશ રૂપિયા દંડની સજા કરવામાં આવે છે; કારણ કે દારૂના નશામાં તેણે જ પ્રતિવાદી ઉપર પહેલો હુમલો કર્યો છે.'

ફેંસલો સાંભળી પંજાબી સોદાગરને તેના અવિચારી કૃત્યને માટે પશ્ચાત્તાપ થતો હોય એમ લાગ્યું. તેના શિરના મુગટ સમા મોગલ શહેનશાહના શાહજાદાને, તેની વૃદ્ધાવસ્થામાં અને તેના દુઃખના દિવસોમાં, પોતાને હાથે આ વેદના થઇ, એ જાણી તેનું દિલ કમ્પી ઉઠ્યું. જતી વખતે તેણે શાહજાદાને ભર અદાલતમાં નમન કર્યું; અને ભીની આંખે તેની માફી ચાહી.

અદાલતની મેદની વિખરાઇ; પણ કાજીની ઇચ્છાથી સુલતાન ઝફર ત્યાં બેસી રહ્યો. અદાલતનો સમય પૂરો થયો એટલે ગોરા

કાજીએ ઝફરને પોતાની ગાડીમાં પોતાને બંગલે આવવા કહ્યું. ઝફર શિર ઝુકાવી તેની સાથે ગયો.

કાજી ભાગ્યું તૂટયું હિન્દી બોલી શકતો. પણ તેને હિન્દીઓ પ્રત્યે અપાર પ્રેમ હતો. તે હિન્દી જીવનનો અને હિન્દી તવારીખનો અને તેમાંયે ખાસ કરીને મોગલ તવારીખનો ખાસ અભ્યાસી હતો. કેટલાયે ભલા અંગ્રેજો તેમના દરજ્જાનો લાભ લઇ, તેમના વિનોદ તરિકે પુરાતન વસ્તુઓનું સંશોધન કરી, ભૂતકાળના હિન્દી જીવનની ભવ્યતાઓને કબરમાંથી સજીવન કરી, હિન્દના જુવાનોને માટે મોટું પ્રેરણા–બળ અને ભાવી ઇતિહાસકારોને માટે વિશાળ સાહિત્ય મૂકતા જાય છે, તેમ આ અંગ્રેજ ન્યાયાધીશને પણ એ શોખ હતો. તે તેના ઇશુ ભગવાનની જેમ, કોઇનું દુઃખ ન જોઇ શકતો. ગરીબોને છુટે હાથે સહાય કરવી, એ તેના જીવનનો એક ઉચ્ચ આનન્દ હતો. એટલે દયાની લાગણીને વશ બની છેલ્લા મોગલ સમ્રાટના વારસદારની પાસેથી મોગલોની વાતો જાણવાના કુતૂહલથી તે સુલતાન ઝફરને સાથે લઇ જતો હતો.

'તમે ઠેલો ચલાવવાનું કામ કેમ કરો છો? સરકાર તરફથી તમને જીવાઇ નથી મળતી?' કાજી સાહેબની ગાડી લાલ કિલ્લા પાસે થઇને તેના બંગલા તરફ વેગપૂર્વક જતી હતી ત્યારે એ કિલ્લા ઉપર વિષાદમય નજર નાખતાં કાજીએ સવાલ કર્યો.

'જી, કૃપાવંત સરકારે અમારા વંશજોને અને કુટુમ્બીઓને પાંચ પાંચ રૂપિયાની જીવાઇઓ બાંધી આપી છે તે હું જાણું છું. પણ હું એ નથી લેતો. પ્રથમ, એ જીવાઇઓ નક્કી થઇ ત્યારે હું દિલ્હીમાં નહોતો. હું પાસેનાં ગામડાંઓમાં છુપાતો લપાતો ભટકતો હતો. મારા ઉપર બળવામાં ભળવાનો અને બળવાખોરોને ઉશ્કેરવાનો આરોપ હતો. એ સજામાંથી બચવા મેં વર્ષોનાં

વર્ષો ગામડાંઓમાં, ભુખમાં અને દુઃખમાં વીતાવ્યાં છે. બીજું, મારા વડવાઓએ તેમના શૌર્ય અને વીર્યના પાયા ઉપર રચેલા મોગલ સામ્રાજ્યનો આવો કરૂણ અંત જોયો, એ તેમના વંશજને માટે કેટલું દુઃખકારી છે તેની આપને કદાચ કલ્પના નહીં આવે. અને અમારૂં નામનિશાન નાબુદ કરનારાઓની જીવાઇ મેળવવી, તેમની દયા ઉપર નભવું, એ તો સાચેજ અસહ્ય છે. અંગ્રેજ સરકારનું વર્ષાસન મેળવવાની વાત આવતાં જ મારૂં આ વૃદ્ધ લોહી તપી ઉઠે છે. અમારા સંહારનારની સહાય ઉપર ગુજારો કરવો એ અમારે માટે નામોશીની કથા છે અને અમારા પૂર્વજોનું–મારા દાદા બાબર અને હુમાયુ, અકબરશાહ અને ઔરંગશાહનું ઘોર અપમાન છે, એમ મેં આજસુધી માન્યું છે અને એટલે જ મેં એ જીવાઇને માટે પ્રયાસ કર્યો નથી. અને ખુદાની મારા ઉપર ખફગી ન ઉતરે તો, હું આ રીતે જ, સ્વાશ્રયી જીંદગી ગાળી સ્વમાનપૂર્વક મરવા માગું છું.'

ઝફરને છુટથી બોલતો સાંભળી અંગ્રેજના દિલમાં તેને માટે માનબુદ્ધિ જાગી. તેનું કુલાભિમાન અને તેની મોગલ શહેનશાહના વંશજને છાજતી અસ્મિતાભરી મનોદશા જોઇ, એ સ્વમાનપ્રિય અંગ્રેજના અંતરમાં તેને માટે ભાવની ભરતી ચડી.

'પણ તમને ઠેલામાંથી, કેટલી રોજી મળે છે?' તેણે ઝફરના જીવનમાં રસ લેવો શરૂ કર્યો. 'અને તમારે કુટુમ્બમાં કોણ છે?'

'જનાબ,' ઝફરે અતિ મધુર મોગલશાહી ભાષામાં દિલની વાતો કહેવા માંડી. 'ઠેલામાંથી મને દરરોજના રૂપિયો, દોઢ રૂપિયો, બે રૂપિયા મળી રહે છે. કોઇ વખત દિવસ ખાલી પણ જાય છે. પણ માસિક ચાળીસથી પચાસ રૂપિયાની કમામ

આય છે. તેમાંથી હું અતિ સુખપૂર્વક મારો ગુજારો કરી શકું છું. મારા કુટુમ્બમાં કોઇ નથી. હવે તો હું એકલો જ રહ્યો છું. તેમ મારે કોઇ સ્વજન પણ નથી. મને શાહજાદા તરિકે તો કોઇ ઓળખતું જ નથી. મારા એ જીવન ઉપર અડધી સદી થયાં વિધિએ પડદો નાખ્યો છે, તે મેં આજ સુધી ઇરાદાપૂર્વક ઉંચક્યો નથી અને બહુ જ કાળજીથી તેમાં કોઇને નજર જ નાખવા દીધી નથી. આજે જ, મારૂં લોહી ઉકળતું હતું અને મારૂં કુલાભિમાન ઘવાયું હતું એટલે એ વેદનામાં મારાથી આ બધી વાતો બોલાઈ ગઇ. મારી આસપાસની આડોશીપાડોશીની દુનિયા તો મને પાસેના ગામડામાંથી આવેલા એક વૃદ્ધ મજુર તરિકે જ ઓળખે છે. મારા મજુર સાથીઓ મને 'કાકા' કહીને બોલાવે છે અને એ ભાવથી મારી સાથે વર્તે છે અને હું તેમની સાથે રહી મજાથી દહાડા ગુજારૂં છું.

'મને સરકાર તરફથી પાંચ રૂપિયાની જીવાઇ મળતી હોત, અને તેના ઉપર આધાર રાખીને મેં મારાં ગાત્રોને ગળવા દીધાં હોત, તો આજે મારી શી દશા હોત ? દિલ્હીની બજારમાં હું જ્યારે નીકળત ત્યારે લોકો મારી સામે આંગળી ચીંધી બોલત કે, આ બહાદૂરશાહનો ભત્રિજો. અને એ અપમાન અને ઝખમ છતાં યે, પાંચ રૂપિયામાં હું નિર્વાહ પણ કેમ કરી શકું ? આજે તો હું મારા પાડોશીનાં બચ્ચાંને મારી આવકનો અરધોઅરધ ભાગ મીઠાઇ બાંટવામાં ખર્ચી શકું છું. એટલે ખુદા મારા ઉપર પ્રસન્ન રહે છે; અને મને વિશ્વાસ છે કે એની મહેરના જ શ્વાસ ખેંચતો ખેંચતો હું તેના દરબારમાં કયામતને દિવસે પહોંચી જઇશ.'

ઝફર વૃદ્ધ માણસોની રીતે વિસ્તારથી પણ જુવાનના વેગથી પોતાના જીવનની વાતો કર્યે જતો હતો, ત્યાં કાજીનો બંગલો આવ્યો. બન્ને ગાડીમાંથી ઉતર્યા. દરવાજામાં, હસતે





વદને પતિને આવકાર આપવા, કાજીની પત્ની ઊભી હતી. ઝફરે તેને સલામ કરી, અને તે સુશિક્ષિત નારીએ તે હસીને ઝીલી. બધાં અંદર ગયાં.

ઈતિહાસપ્રેમી આ અંગ્રેજ કાજી મોગલ સામ્રાજ્યના વિધ્વંસની તવારીખ તેના જ એક અવશેષને મ્હોંએ સાંભળવાને અતિ આતુર હતો. તેણે તેની સ્રીને પણ ઈતિહાસરસિક બનાવી હતી. એટલે ઝફરની પિછાન થતાં તે પણ તેની વાતો સાંભળવા આતુર બની રહી. ત્રણે દિવાનખાનામાં ગયાં અને ઝફરે પોતાની આપવીતી કહેવા માંડી.

'હું મીરજા બાબરનો પુત્ર છું. મારા પિતા બાદશાહ બહાદુરશાહના ભાઈ થાય. વિદેશી કંપની સરકારની આણનો વિસ્તાર દિવસે દિવસે વધતો જોઈ, ૧૮૫૭માં કેટલાક દેશપ્રેમી અને ધર્મપ્રેમી સિપાઈઓનું ઝનુન ઉકળી ઉઠ્યું અને તેનો લાભ લઈ કંપની સરકારના શાસનની જડ ઉખેડવાનો છેલ્લો પ્રયાસ થયો, તે પહેલાં મોગલો માત્ર નામના સમ્રાટ રહ્યા હતા. તેમની આણ કોઈ ન માનતું; તેમની આજ્ઞાની સૌ અવગણના કરતા. મોગલોના છેલ્લા વારસોને કોઈ સમ્રાટનું માન આપવાને તયાર નહોતું. દક્ષિણમાં પેશ્વાઓનો ડંકો, ખોખરે અવાજે, વાગતો. મધ્ય હિન્દુસ્થાનમાં પેશ્વાના પટાવતો હોલ્કર અને સિંધીઆની દુહાઈ બોલતી. મદ્રાસ ઇલાકો અને આખો બંગાળ અંગ્રેજોના વિજયદુંદુભિઓથી ગાજતા. એ રીતે આખા હિન્દુસ્થાનની સાવ છિન્નભિન્ન દશા હતી. સર્વત્ર અરાજકતા, આત્મઘાતી કલેશ અને અંધાધુંધી પ્રવર્તતાં. એને અંકુશમાં લેવાની તાકાત ન હોવાને કારણે, દિલ્હી અને તેની આસપાસનો જે કંઈ થોડો મુલક મોગલોના હાથમાં હતો તે જ્યાં સુધી સાચવી શકાય ત્યાં સુધી સાંચવતા મોગલ શહેનશાહો દિલ્હીમાં જ રહેતા. તેમને તેમનો ભક્ષ કરવા ધાઈ આવતો વિનાશ સ્પષ્ટ દેખાતો હતો.

પણ તેને અટકાવવાની કે તે વખતે આત્મરક્ષણ કરવાની તૈયારી કરી રાખવાની તેમનામાં આગમચેતી કે અક્કલ નહોતી; તેમ તાકાત પણ નહોતી. તેમની મનોદશા એટલો વખત ખેંચાય તેટલો વખત ખેંચી કાઢવાની, અને પછી ભીષણ ભાવીને માટે પરવરદિગારની ખફગીને જવાબદાર માની–પુરૂષાર્થ ન કર્યો એ માટે એવો અશક્તોને છાજતો દિલાસો પામવાની હતી. હું સમજણો થયો, ત્યારથી મને આ દશા જોઇ પારાવાર દુઃખ થતું. મેં મારા પ્રતાપી પૂર્વજોના પરાક્રમોના ઇતિહાસ વાંચ્યા. તેમણે કેવી બહાદૂરીથી અને કેટલી કુશળતાથી મોગલ સામ્રાજ્યનું ચણતર ચણ્યું છે તે જાણ્યું, અને આજે કેવી રીતે તેનું ઉચ્છેદન થઇ રહ્યું છે તે જોયું. પણ હું તો બાળક. મને એ બધું સ્પષ્ટ દેખાયું, પણ એ વિનાશનાં મોજાંના વેગને કેમ અટકાવવો એ ન સૂઝયું. તેમ મારા દિલની વાત, વડીલોની પાસે સચોટ રીતે કેમ મૂકવી અને તેમનામાં કેમ પુરૂષાર્થ પ્રેરવો એ મને ન આવડયું.

'કાજી સાહેબ, માફ કરજો. હું જ્યારે આપની પાસે અમારા વિધ્વંસની તવારીખ વર્ણવું છું અને મારી આપવીતી કહું છું, ત્યારે મારે કશું જ ન છુપાવવું જોઇએ. એટલે જ આપને પ્રથમ મારા દિલની એક વાત કહી આપું કે હું આજ સુધી અંગ્રેજોને મારા દુશ્મન સમજતો આવ્યો છું. તેમને જોઉં છું અને અમારા મોગલ સામ્રાજ્યના સંહારની વાત સ્મરણે ચડે છે અને એ સ્મરણો તાજાં થતાં અંતરમાં વેરની હોળી સળગવા માંડે છે. અમારા પયગમ્બરનું કુરાને શરીફમાં ફરમાન છે કે દુશ્મન પ્રતિ પણ પ્રેમ કરજો; પણ સાહેબ, એ વાત, અનેક ત્રુટિઓ અને નબળાઇઓથી છલકાતો માનવી આચરણમાં નથી ઉતારી શકતો. અને હું પણ, પયગમ્બર સાહેબની આજ્ઞાએ શિર કાપી આપવા જેટલો ધર્મપ્રેમી હોવા છતાં, એ સૂત્રને જીવનમાં નથી જીવી શક્યો. હું જ્યારે શાહજાદો હતો અને શાહજાદાના વૈભવ અને

વિલાસમાં ઉછરતો હતો ત્યારે, અંગ્રેજોની વધતી જતી સત્તા જોઈને એટલો જ સળગી ઉઠતો. મને એમ થતું કે આ પરદેશીઓને હિન્દુસ્થાનમાંથી પાછા કાઢું અને હિન્દ ઉપર મોગલોનો સામ્રાજ્યધ્વજ ગર્વપૂર્વક ફરકતો કરું! પણ એ તો ગગનવિહારમાં વિલસતા જુવાનનું માત્ર સ્વપ્નું જ હતું.

'મેં એ સ્વપ્ન સિદ્ધ કરવાને કશો ખાસ પ્રયત્ન નથી કર્યો, પણ એવા પ્રયત્નોને સદા અનુમોદન આપ્યું છે. કોઈ કોઈ ઠેકાણે અંગ્રેજો સાથેના યુદ્ધમાં હું હિન્દીઓનો વિજય સાંભળતો, ત્યારે મારી છાતી ગર્વથી ફુલતી; કોઈ કોઈ વખતે અંગ્રેજ સરકારના સિપાઈઓ તેમના સામે હથિયાર ફેરવી, યુદ્ધની વીજળી પ્રગટાવતા, ત્યારે તે જોઈ હું રાચતો; પણ મને મર્યાદિત નજરવાળા જુવાનને એટલી યે ખબર ન્હોતી પડતી કે એકાદ નાના પરાજયથી કે એકાદ સ્થળે સિપાઈઓના નિર્બળ બંડથી, કંપની સરકારની સત્તાના અચળ ખડકને શી આંચ સ્પર્શવાની હતી!

'એવી મનોદશામાં હું વીશ વર્ષનો થયો. મારા વીશમા વર્ષની વસન્ત ચાલતી હતી, ત્યાં '૫૭ નો યાદગાર બળવો આવ્યો. બળવો નિષ્ફળ ગયો. હજારો દેશી સિપાઈઓ હોમાયા. થોડાં વર્ષ વધારે નભત તે મોગલ તખ્તનો, તેને પરિણામે, તત્કાળ અંત આવ્યો. દેશમાં અવ્યવસ્થા અને અત્યાચારનાં અંધારાં ઉતર્યાં. હિન્દની સુંદર, મુલાયમ ધરતી ઉપર લોહીની નદીઓ ચાલી. એ બધાં દુઃખદ પરિણામો છતાં, હું તેને સ્વાધીનતાનું યુદ્ધ કહું છું. સુખના પ્રેમી માનવીને ધ્રુજાવનારાં એવાં બધાં પરિણામો એમાંથી નીપજશે, કોઈ વખત એવું યુદ્ધ લડતાં પૃથ્વી ઉપરથી નાબુદ થઈ જવાની ઘડી પણ આવશે, પણ એ છતાં સ્વાધીનતાઘેલો માનવ, તેના હાથપગમાં જંજીરો જકડાતી જોઈને શાન્ત નહીં રહી શકે. હિન્દીઓ હિન્દુ અને મુસલમાન શહેનશાહતની પ્રજા તરિકે રહેલા; તેમની અનેક આપ-

ખુદીઓ અને જુલ્મજહાંગીરીઓ તેમણે સહેલી; પણ તેથી તેમણે સ્વાધીનતાનો ખવાસ નહીં ગુમાવેલો, એટલે આ બળવો નવી સત્તાની સામે સ્વાધીનતાપ્રિય લોકોનો બળવો હતો. એ હું જોઈને ખુબ આનન્દ પામતો. આજે યે એના વિચારોએ મારા લોહીમાં ઉષ્મા પ્રગટે છે અને એવો સુભગ દિવસ હિન્દુસ્થાનમાં ફરીથી ક્યારે આવશે તેની કલ્પનાઓ મન મસ્તી અનુભવે છે.

'આટલી આગ છતાં હું બળવામાં નહોતો ભાગ લઈ શકયો. મેદાને ઉતરવાની તો ખુબ ઇચ્છા હતી; યુદ્ધનું નામ સાંભળી અંતર થનથન થતું; પણ બળવાના ખબર મને છેલ્લી ઘડીએ પહોંચ્યા. અને ત્યારે એક પવિત્ર ફરજ મારે માથે આવી પડી.

'મારા પિતા બળવા પહેલાં બે વર્ષે સ્વગવાસ પામ્યા હતા. એટલે મારા કુટુમ્બમાં મારી માતા અને હું એમ બે જ માણસ હતા. માતાને આંખોના રોગથી થોડાં વર્ષ થયાં અંધાપો આવ્યો હતો. હું એમને કોઇ રીતે છોડી શકું તેમ નહોતો.

'હું મનમાં મુંઝાતો હતો. મારૂં અંતર દિલ્હીમાં રહેવાને અને છેલ્લી ઘડીના રંગો જોવાને આતુર હતું. મને એમ પણ થયું કે બને તો આ બળવાખોરોના બંડમાં શામીલ થઈ, હું યે થોડી સિપાઇગીરી કરૂં. પણ ધર્મ બીજો માર્ગ બતાવતો હતો. મારી માતાને સુખ રૂપ દિલ્હીથી દૂરના કોઇ ગામડામાં લઇ જવાની મારી ફરજ સ્પષ્ટ હતી.

'અને મારી માતા! આજે તો મારી એ જીવનદાત્રી આ અવની ઉપર નથી. તેને સ્વર્ગને માર્ગે સંચર્યાને ત્રણ દસકાઓ વીતી ગયા. પણ હજી એની સુવાસ આ દિલ્હીમાં અને તે જે જે ગામડાંઓમાં ભટકી છે, ત્યાં બધે ફોરી રહી છે. હું કેટલીયે વખત લાલ કિલ્લા પાસેથી નીકળું છું, ત્યારે મારી એ બધી

પૂર્વ સ્મૃતિઓ જાગે છે—અને તેમાં યે જ્યારે મારી માતાનું સ્મરણ જાગે છે, ત્યારે હું અહીંનાં મારાં બધાં સુખદુ:ખ ભૂલી જાઉં છું અને ફરીવાર મારૂં વૃદ્ધ શરીર બાળકનું જોમ અને યુવાનનું તોફાન અનુભવે છે. ફરીવાર હું બાળક શાહજાદો બની, લાલ કિલ્લામાં દોડાદોડ કરી મૂકું છું. મારી પ્યારી માનો ખોળો ખુંદી મૂકું છું અને મારૂં મ્હોં બે હાથમાં દબાવી, મને ચુંબનોથી નવરાવતી મારી માતાનાં પ્રેમનું સુખ ભોગવું છું.

'ઓહો! કાજી સાહેબ, એવાં કેટકેટલાં યે સ્મરણો અત્યારે ધસી આવે છે. પણ તેમને વર્ણવવા એ બહુ જ દુ:ખકર કાર્ય છે. મારામાં હવે શાન્તિ રાખી એ વર્ણવવાની તાકાત નથી રહી. મને જ્યારે એ સ્મરણોએ સતાવ્યો છે, ત્યારે ત્યારે હું મારૂં એ જીવન સંભારીને પોકેપોક મૂકીને રોયો છું. અને રોઇને મન હળવું થયા પછી, મારી નિર્બળતાને માટે મને પારાવાર શોક થયો છે.

'મારી માએ તો, મારી બાલ્યાવસ્થાના કાળમાં કદિયે નહીં ધારેલું કે મારા અને તેના જીવનમાં આ પ્રકારના પલટા નિર્માયા છે. છતાં તેણે મારા દિલમાં જે સંસ્કાર મૂક્યા છે, તેને માટે હું આ જીન્દગી માટે જ નહીં, પણ કોણ જાણે કેટલાય ભવ માટે તેના અહેશાન નીચે રહીશ. આજે સરકારના પેન્શનની ઇચ્છા કરવાની વાત પ્રત્યે પણ મને સખ્ત તિરસ્કાર આવે છે, અને ઠેલો ખેંચી ગુજરાન કરવામાં હું ગૌરવ સમજું છું, એ પ્રકારની મનોવૃત્તિ કોઇ શાહજાદાની ન હોય. ખાસ કરીને અમારા લાલ કિલ્લામાં એવું વાતાવરણ હતું કે તેમાં ઉછરનાર બાળક કમજોર અને કમઅક્કલ, વિલાસ અને અયશનો અભિલાષી જ બનતો. તેની મનોવૃત્તિ એવી બંધાતી કે તે કદિ યે સ્વાશ્રય ઉપર જીવવાનો વિચાર પણ ન કરી શકતો. આ વાત આપને એક જ કિસ્સા ઉપરથી સ્પષ્ટ થઇ જશે. લાલ કિલ્લામાં અમારા કુટુમ્બના જ સો ઉપરાંત પુરૂષો હતા. તેમાં યે

સરદારનો અને મોગલ લશ્કરમાં બીજો માનભર્યો દરજ્જો ધરાવનારા કેટલા યે રણબહાદુર હતા. તેમના સિપાઇઓ અને અમારો બીજો પરિવાર ગણીએ તો લાલ કિલ્લામાં જ બે હજાર ઉપરાંત રણવીરો હતા. પણ છેલ્લી ઘડીએ, જ્યારે લાલ કિલ્લાના પુરાતન દરવાજા સામે એ તોપો ફુટતી હતી અને કિલ્લાની ઉપરથી ગોળીઓનો વરસાદ વરરસતો હતો ત્યારે, એ બે હજાર શસ્ત્રધારીઓમાંથી એક પણ માઇનો પુત છાતી કાઢીને કિલ્લાના રક્ષણ અર્થે ઉભનાર નીકળ્યો નહીં, અરે એટલું જ નહીં, પણ તેમને ન્હાસતાં પણ ન આવડયું. તેમના અંતરમાં એટલો ગભરાટ ઉભરાતો હતો કે તેમને ન્હાસતી વખતે થોડો સરસામાન પણ સાથે લેવાની શુદ્ધિ નહોતી રહી; અને ન્હાસ્યા પછી યે, દિલ્હી આસપાસના રસ્તાઓ ઉપર લુટનો ધંધો કરનારા ગુર્જરોને હાથે લુંટાનાર પણ તેમાંથી કેટલાયે નીકળ્યા. ત્યારે તેમનામાં તેમની પુત્રીઓ અને માતાઓની ઇજ્જત સાચવવાનું શૌર્ય પણ ન પ્રગટયું. મેં તો કેટલીક વાતો એમ સાંભળી છે કે તેઓ એટલા ભયભીત થઈ ગયેલા કે તેમણે પોતાનાં હથિયાર ઉતારી આપી, પોતાની બ્હેનોને હથિયારહીન લુંટારાઓને શરણે સોંપી દીધેલી. છેલ્લાં વર્ષોમાં મોગલ કચેરીમાં વિરાગ અને ધર્મચર્ચાનું વાતાવરણ રહેતું, મોગલ સમ્રાટના મયુરાસન ઉપરથી ધર્મની ગઝલો ગવાતી, અને બહાદુરશાહની નિવૃત્તિ અને નિર્મોહની અતિ પ્રબળ મનોદશાને કારણે, આખા લશ્કરમાં અવ્યવસ્થા અને આરામપ્રિયતા વ્યાપેલાં. તેને પરિણામે મોગલ સામ્રાજ્યનું પતન આટલું કરૂણ બન્યું.

'મોગલોના તખ્ત ઉપર છેલ્લો શહેનશાહ ધાર્મિક ગઝલોમાં રાચનારો બહાદુરશાહ ન હોત, અને 'જીન્દગી એ ખાંડાંઓ ખેલવાનું સમરક્ષેત્ર છે,' એવી તંદુરસ્ત માન્યતા ધરાવતો બીજો કોઇ મહેચ્છાઓથી ઉભરાતો શહેનશાહ હોત, અને તેની સત્તા અને શક્તિ બહાદુરશાહનાં જેટલાં જ મર્યાદિત હોત તો યે

અમારી આજે આ દશા ન હોત. મારી માતા દુઃખ અને ત્રાસથી રીબાતી, હાય પોકારતી મરણ પામી એ સ્થિતિ ન આવી હોત. અમારી કેટલીયે કુમારિકા બ્હેનો જંગલમાં રઝળી રોટલાને માટે ગામડાંમાં ગુલામડી બની એ કરુણ કથા ઇતિહાસને પાને નોંધાવાનો વખત ન આવત. લાલ કિલ્લામાં વસનારા સૈનિકો અને સરદારો, રણધર બાબર અને હુમાયુના પુત્રો, પીઠ વાળીને નામર્દોની રીતે ન્હાસ્યા એ ઘટના ન બની હોત. કદાચ ઇતિહાસનો પ્રવાહ આટલો બદલાયો ન હોત, આટલી ઝડપથી આજે હિન્દુસ્થાનમાં અંગ્રેજ સરકારનું અને પાશ્ચાત્ય સંસ્કૃતિનું સામ્રાજ્ય પ્રવર્તે છે, તે કદાચ ન હોત. હિંદુસ્તાનમાં જે ભીરુતા, પરવશતા અને ગુલામી મનોદશાનું ઝેર રગેરગમાં વ્યાપી ગયું છે, તે ન વ્યાપ્યું હોત. લોકો તેમના હાથ ઉપરની સાંકળોને અને પગ ઉપરની બેડીઓને આભૂષણ માની આનન્દિત બનતા થયા છે, તે આત્મઘાતી મોહના પાશમાં અમે ન ફસાયા હોત. આ બધાં અનુમાનો છે. હિન્દુસ્થાન પ્રત્યે પક્ષપાત ધરાવનાર અને મોગલ સામ્રાજ્યના એક વૃદ્ધની આ વિચારસૃષ્ટિ છે. એટલે એ કદાચ આપને વાસ્તવિક ન લાગે; પણ અમારી પામર દશા જોઇને મારા સળગતા દિલમાંથી આ જ્વાળા બહાર નીકળે છે. મારી દૃઢ માન્યતા થઇ છે કે બહાદૂરશાહ ન હોત તો આ દશા ન હોત.

'પણ મારી પૂજ્નીય માતાના પ્રતાપે હું એ સમયની કેટલીક ખરાબ અસરોમાંથી ઉગરી ગયો હતો. ભિક્ષા ઉપર ગુજારો ન કરતાં, જાતમહેનત ઉપર જીવવાનો તેનો બોધ હતો. સ્વર્ગની અટારીએ ઉભી ઉભી મારી માતા મને ઠેલો ખેંચતો અને એ મજુરીમાંથી સુકકો રોટલો હાથે પકાવી આરોગતો નીરખતી હશે, ત્યારે તેને કેટલો આનંદ થતો હશે ?

'અને મારી માતાને જ કારમાં દુઃખો સહવાં પડયાં છે તે તો ખુદા મારા દુશ્મનને પણ ન આપે એવી મારી બન્દગી છે. કાજી

સાહેબ, એ ત્રાસની અને વીતકોની વાત તો આપ સાંભળશો; એટલે આપનું લોહી પણ તપી ઉઠશે.

'પંજાબની મદદ લઇને અંગ્રેજો દિલ્હી ઉપર આવ્યા અને બળવાખોરોનો ગુંડો પડયો ત્યારે આખું દિલ્હી શહેર જાન બચાવવા નાસભાગ કરવા મંડેલું. એ વખતે, નિરાધાર સ્ત્રી-બાળકો ઉપર અંગ્રેજ સિપાઇઓએ જે નાદીરશાહી કેર વરસાવ્યો છે તે કહેતાં મારૂં કાળજું કંપી ઉઠે છે.

'ત્યારે અમે લાલ કિલ્લાના વાસીઓ પણ અનાથતા અનુભવતા, જ્યાંથી નીકળાય ત્યાંથી નીકળવા મંડયા. મારી અંધ માતા ચાલુ બિમારીથી સાવ કમજોર બની ગઇ હતી. તે પથારીવશ દશામાં હતી. તેને રથમાં બેસાડી ન્હસાડવી એ અતિ દુષ્કર કામ હતું. છતાં, ખુબ લાચારી ગાઇ, બે સ્ત્રીઓની મદદથી તેને એક રથમાં સુવડાવી અને હું પણ સાથે સવાર થયો. મધરાતનો પહોર હતો.

'બહાદૂરશાહ બાદશાહ વગેરે હુમાયુના મકરબા તરફ ગયા હતા. મેં કરનાલનો માર્ગ લીધો. કરનાલમાં મારા એક મિત્ર રહેતા. દિલ્હીમાં તે વારંવાર આવતા, અને મારા મિજબાન બનતા. તે કરનાલ જીલ્લાના જમીનદાર હતા, અને મને વારંવાર તેમને ત્યાં આવવાનો આગ્રહ કરતા. મનમાં થયું કે તેમને ત્યાં થોડો વખત રહી, બળવાની જ્વાળ સમશે એટલે બીજી ગોઠવણ કરી લઇશ.

'કરનાલ જવાનો માર્ગ લાહોરી દરવાજે થઇને નીકળતો, પણ ત્યાં અંગ્રેજોની ફોજ ઉભી છે એવા સમાચાર મળેલા હોવાથી અમારો રથ અજમેરી દરવાજે થઇને હંકાર્યો. ત્યારે એ મધરાતે મેં રથના પડદા ઉંચકીને બહાર નજર કરી તો દેખાયું કે હજારો આદમી અને ઓરત, બુઢ્ઢા અને બાળકો, માથા ઉપર પોટલાં ઉપાડી ચાલ્યાં જતાં હતાં. બચ્ચાંઓની આર્ત કીકીઆરી દિલમાં જખમ કરતી હતી. રથના હડદોલાથી પીડાતી માતાના દુઃખની

ચીસો અંતરમાં કારી વેદના કરતી હતી. એ કાળી રાતે દિલ્હી ઉપર વરસી રહેલ અંગ્રેજી તોપોના ગોળાઓ અને સિપાઈઓની બંદુકની ગોળીઓ જાણે મારા કાળજામાં જ ભોંકાતી હોય, એટલું મને દુઃખ દેતી હતી.

'અજમેરી દરવાજો વટાવ્યો એટલે રથ હાંકનારે ગુડગામને માર્ગે થઈને કરનાલ પહોંચવાનું વધારે સલામતીભર્યું છે એમ પોતાનો અભિપ્રાય જણાવ્યો અને એ રસ્તે ચાલવાની રજા માગી. અમે એ રસ્તે એ ચાલ્યાં.

'ગુડગામ સુધી તો અમે શાન્તિથી પહોંચ્યાં. રસ્તામાં લૂંટારાઓનો ભેટો થયેલો, પણ મારી માતાની બિમાર દશા જોઈને અમારી દયા ખાઈને તેઓ ચાલ્યા ગયા. અમને લૂંટીને કમાણી કરી શકે એવો કશો સમાન અમારી પાસે નહોતો: પણ એ છતાં, લૂંટારા જરાયે રંજાડ કર્યા વિના ચાલ્યા જાય એવો કીસ્સો પહેલી વાર જ અનુભવ્યો. ગુડગામ પહોંચ્યા પછી તો કેટલા યે સ્વજનો લૂંટાયાની અને જંગલમાં રખડતા થયાની કેટલી યે વાતો સાંભળી. ખુદાનો એટલો અહેસાન કે તેણે અંગ્રેજ ફોજના અને ગુર્જર લૂંટારાનાં પંજામાંથી અમને એક વખત તો ઉગારી લીધા.

'ગુડગામમાં એક દિવસ રહ્યા. બાદશાહી રથ જોઈને લોકોએ અમને તુરત જ ઓળખી કાઢયા અને અમારો ઘટિત આદર કર્યો. અમને ખાવાપીવાની બધી સગવડ આપી અને મારી માની સારી રીતે સુશ્રૂષા કરી. પણ તો યે એમ તો સ્પષ્ટ દેખાયું કે અમે ત્યાં કાયમ રહીએ તે તેમને રૂચતું ન્હોતું. અને દિલ્હીની આટલી નજીક રહીએ એ અમારી સલામતીને માટે પણ ઠીક નહોતું. એટલે અમે તેમની રજા લઈ કરનાલનો માર્ગ લીધો.

'ગુડગામથી એક ગાઉ ચાલ્યા, ત્યાં તો એકાએક અમારા ઉપર આફતનું વાદળ ઘેરાયું. હું રથમાં મારી માનું માથું ખોળામાં

થઈ, તેના મ્હોં સામું વારંવાર જોતો બેઠો હતો, ત્યાં એકાએક દોડતા આવતા ઘોડાના દાબડા સંભળાયા. માથું બહાર કાઢીને નજર કરી ત્યાં તો રથને ફરતો ધુળનો કોટ રચાઇ ગયો અને એ કોટ ભેદીને, ખૂનભરી આંખે મારી સામું જોઇ રહેલા ઘોડે-સવારો દેખાયા. આસપાસમાં વસતા લૂંટારાઓની ટોળીએ, અમારા રથને જતો જોઇ, અમારી ઉપર હુમલો આણ્યો હતો.

'લૂંટારાઓના ઘોડા રથની સાથે ભટકાયા, અને સરદારની હાકલ થતાં તેમણે રથવાનને રથ ઉપરથી નીચે ફેંકી દીધો, અને રથને રોક્યો. તેઓ મારી ઉપર તરાપ મારવા જતા હતા, ત્યાં સામી દિશામાંથી પૂર વેગમાં દોડયા આવતા ઘોડાઓનો અવાજ સંભળાયો. તેઓ જરા પાછા હઠી ગયા અને થંભીને ઘોડાઓની દિશામાં જોવા લાગ્યા. અંગ્રેજ લશ્કરની એક ટુકડી અમારી તરફ ધસી આવતી હતી.

'ચાલાક લૂંટારાઓ એ કળી ગયા અને અમને પડતી મૂકી પોતાના બચાવ માટે પલાયન કરી ગયા. તેઓએ એક તરફથી પીઠ ફેરવી અને બીજી તરફથી અંગ્રેજોની ટુકડીએ અમારા ઉપર આક્રમણ કર્યું.

'બધા ગોરા સિપાઇઓ હતા. તેમણે રથના પડદા ઉંચા કરી અંદર જોયું અને કંઇક બોલવા લાગ્યા. તેમની જબાન અંગ્રેજી હતી; એટલે હું તો કાંઇ ન સમજી શકયો. તેમણે મારી માતાની દુર્દશા અને મારૂં દયામણું મ્હોં જોઇ અમારા ઉપર એક અટ્ટ-હાસ્ય કર્યું અને અમને સતાવ્યા વિના, તેમના ઘોડા પાછા ફેરવ્યા. ખુદાની એટલી વિશેષ મહેર કે તેણે અમને બીજી આફ-તમાંથી પણ બચાવ્યા.

'અમે ઉંચે શ્વાસે, અને ગભરાતે હૈયે, આગળ ચાલવા માંડ્યું; અને સાંજ સુધી રથ ચલાવ્યા કર્યો. સાંજ પડી ગઇ એટલે નજીકના એક ગામમાં મુકામ કર્યો.

'ગામમાંથી ખાવાનું લાવી અમે ખાધું અને મુસાફરખાનામાં રાત રહ્યાં. સવારમાં ઉઠયા ત્યારે ખબર પડી કે રથના બળદોની જોડ ચોરાઇ ગઇ હતી અને રથવાન તેના બળદોની શોધમાં દોડયો હતો. ગામના એક બે પરગજુ માણસો પણ તેની સાથે નીકળ્યા હતા. રથવાન ગામના રસ્તે જતા માણસોને વિનવતો ગયો હતો કે મુસાફરખાનામાં સૂતેલા માતાપુત્રને સાંચવજો અને કહેજો કે તે બળદો લઇને હમણાં જ પાછો આવે છે. ગામના માણસો અમારી પાસે આવ્યા ત્યારે મને આ વાતની ખબર પડી.

'ચૌધરીઓ સાથે અરસપરસ ઓળખાણ કરી અને રથવાન પાછો આવે ત્યાંસુધી તેમના પટેલને ઘેર રહેવાનો તેમનો આગ્રહ થતાં તેમ ઠરાવ્યું. અમે તેમને ઘેર ગયા.

પટેલની માયાએ અમારાં મન હરી લીધાં. અમારા કોઇ સ્વજનના ઘરમાં બેસી, તેનું ભાવભીનું આતિથ્ય ભોગવતા હોઇએ એમ જ અમને લાગવા માંડ્યું. માતાને માટે તેણે બિછાનું બિછાવી દીધું અને અમારા રથવાનને બોલાવવા આસપાસનાં ગામડાંઓમાં પોતાનાં માણસો દોડાવ્યાં.

અમે બહાદૂરશાહના કુટુમ્બીઓ છીએ એમ તે જાણતો હતો; અને જાણે પ્રભુએ તેને બાદશાહનાં ફરજંદોનો સત્કાર કરવાની આ અમૂલી તક આપી છે એમ માની, તે અમારે માટે ઓછો ઓછો થઇ જતો હતો. રાજાઓ ગમે તેટલા જૂલમગાર હોય, બાદશાહોએ તેમના શાસન–કાળમાં ગમે તેટલી બેદરકારી બતાવી હોય અને તેના સુબાઓને હાથે ગામડાંઓનો ભુક્કો થતો ઠંડે પેટે જોયા કર્યો હોય, છતાં વૃદ્ધ ગામડીઆઓનાં દિલમાં કેટલી રાજભક્તિ ઉભરાતી હોય છે એ દૃશ્ય પ્રભુભક્ત આ પટેલે અમને બતાવ્યું. 'અમારા માલિક, અમારા પાલનહાર' એ પ્રકારની મનોદશાને વશ બની, તેના બાદશાહના પરિવાર ઉપર—અમારા ઉપર આફતોનું આભ ફાટયું છે તે વખતે, અમને બનતી બધી સહાય

આપીને કર્તવ્ય બજાવવું, એવી આ વૃદ્ધ પટેલની વિચારસરણી જોઇને મને ખુબ આનંદ થયો. પણ સાથે જ દિલમાં એક દુઃખમય વિચારે આઘાત કર્યો કે પટેલની આ બધી લાગણી અને સેવાનો સહસ્રાંશ બદલો વાળવાની પણ હવે મારામાં ક્યાં તાકાત રહી છે ? હવે તો હું બજારમાં ભટકતો ભિખારી બન્યો છું—ખુદા અને મારૂં કિસ્મત મને જ્યાં દોરી જશે ત્યાં મારે રોટલીના ટુકડા માટે ખેંચાવું પડશે, એ સ્થિતિમાં હું મારી કૃતજ્ઞતા અને ઉપકારવશતા કેમ બતાવી શકીશ ?

'પટેલે અમારા માટે મિષ્ટાન્ન ભોજન તૈયાર કરાવ્યું. કાજી સાહેબ, આપની પાસે સાચી વાત કહેતાં હું જરાય સંકોચ નથી રાખતો. મને બરાબર યાદ આવે છે કે તે દિવસે અમે-મારી મા અને મેં બન્નેએ એ મિષ્ટાન્ન અકરાંતીઆની પેઠે બે પેટ કરીને ખાધું. અમારી એ ઘડીની પામરતા ઉપર આજે મને દયા છુટે છે. ઘણી વખત આવતા બનાવોની છાયા આગળથી દેખાય છે તેમ, અમારી ભિખારી દશાના આગમનની સુચક એ પામરતા હતી, એમ મને હવે દેખાય છે.

'ખાઇને અમે શાન્તિથી બેઠા અને પટેલ મારી માતાની પાસે બેસી તેનો હુકો ભરતા હતા, ત્યાં એકાએક બહાર રસ્તાપર ગુમરાણ થતું સંભળાયું. પટેલ હુકો પડતો મૂકી બહાર જવા ઉભા થયા, ત્યાં જ ડેલીમાં એક જુવાન જેવો માણસ પેઠો અને તેના ખભા ઉપરની કામળી અને હાથમાંની ડાંગ સરખી કરતાં, રૂંધાતે શ્વાસે ખબર આપી કે, 'મોટું લશ્કર આપણા ગામ તરફ વેગબંધ ચાલ્યું આવે છે ! તે જુવાન ગામનો ભરવાડ હતો અને ગામના ઢોરાંને લઇ સીમમાં ચારવા ગયો હતો. ત્યાં ઓચિંતી ફોજ આવતી જોઇને તે ગામને ખબર કરવા દોડયો આવ્યો હતો.

'પટેલ આવાં ધાડાંઓથી પરિચિત હતા, એટલે પ્રથમ તો તેમણે આ ખબર શાન્તિથી સાંભળી લીધી. ધાડાં અને ધાડ-

પાડુઓની ટુકડીઓ એ વખતમાં ગામડાંઓનાં જીવનમાં લગભગ હંમેશની સામાન્ય ઘટના બની ગઇ હતી; એટલે એનો ત્રાસ તેમને મન બીલકુલ નહોતો રહ્યો. ધાડપાડુઓની સાથે કેટલીક વખત તેઓ મૈત્રી સાધી લેતા અને કેટલીક વખત તેમની નબળાઇ જોઇ, તેમની સામે થતા.

'પણ પટેલે જ્યારે એ જુવાન પાસેથી ફોજનું વર્ણન સાંભળ્યું, ત્યારે તેને સમજ પડી કે એ ધાડપાડુઓની ટુકડી નહીં, પણ અંગ્રેજોની સેના છે. એ છતાં યે તેના શાન્ત દિલમાં સહેજ પણ કમ્પ ન થયો. તેના અંતરમાં શ્રદ્ધા હતી કે તેમણે અંગ્રેજોનો કે કોઇનો કશો અપરાધ કર્યો નથી, તો અંગ્રેજોની સેના તેમને શા માટે રંજાડશે ? ભલા એ પટેલને ખબર નહોતી કે જગતમાં સદા ન્યાયનું સામ્રાજ્ય જ નથી પ્રવર્તતું, નહીં તો દિલ્હીની આસપાસના અનેક નિરપરાધી ગામડાંનો. એ સમયે, ભુકકો શા માટે થઇ જાત ? અને તેમાં યે, સત્તા અને લક્ષ્મીની શોધમાં નીકળેલા શસ્ત્રધારીઓની પાસે ન્યાય–અન્યાય એવી કોઇ વસ્તુ ભાગ્યે જ હોય છે. તેમને તો, જે જે માર્ગે સત્તાનો વિકાસ થાય 'અને જ્યાં જ્યાંથી લક્ષ્મી લાધે ત્યાં ગમે તેમ પહોંચવાનો અને પરિબળ સ્થાપવાનો એક જ વિચાર ઉન્મત્ત બનાવી રહ્યો હોય છે.

'પટેલે પોતાનાં લુગડાં પહેર્યાં, અને માથે પાઘડી મૂકી ગામ-ઝાંપે જવા નીકળ્યા. તેણે મને અને મારી માતાને તેમના અંદરના ઓરડામાં બેસાડયાં અને થોડા વખતમાં બધું પતાવી પોતે પાછા આવે છે એમ આશ્વાસન આપી તે ગયા. હું અને મારી મા, અમારા દુર્ભાગ્ય ઉપર અફસોસ કરતાં એ ઓરડામાં બેઠાં.

'પટેલને ગયાં બેએક ઘડી નહીં થઈ હોય ત્યાં અમને તોપનો એક મોટો ધડાકો સંભળાયો. લશ્કર આવી પહોંચ્યું છે

એ ખબર આપવા તેમણે આ અવાજ કર્યો છે એ જાણી-હું ગભરાયો. મને મારી માતાની ચિન્તા થવા લાગી.

'ફોજ આવે છે એમ ખબર મળતાં પટેલની સાથે ગામના મોટા ગણાતા માણસો ગામઝાંપે જઈને ઊભા રહેલા. ફોજ આવતી જોઈને તેઓ સામે પગલે ચાલી ફોજના વડા પાસે પહોંચ્યા. ફોજને ગામને સર કરવાનો મોહ નહોતો. તેઓ ગામ લૂંટવાને આવ્યા હતા. એટલે વડાએ ગામપંચનું કશું સાંભળ્યા વિના તેમના ઉપર પહેરો ગોઠવી દીધો અને લશ્કરના વરૂઓ ભક્ષ્યની શોધમાં ગામ ઉપર તૂટી પડયા.

'ગામનાં હાહાકાર બોલી ગયો. ગામનું એકેએક ઘર લૂંટાયું. પટેલનું ઘર પણ લૂંટાયું. આટલી નિર્દયતા મેં પહેલી જ વાર જોઈ

'આખરે હુમલો અમારા ઓરડામાં પહોંચ્યો. બંધ કરેલાં બારણાં ભાંગ્યાં અને મારી માની છાતીમાંથી કારમી ચીસ છૂટી પડી. મારા શરીરમાં ધ્રૂજારી વછૂટી. મારી માની આંખો તો ખુદાએ કેટલાં ય વરસો થયાં બીડી દીધી હતી, એટલે તે તો આવા ત્રાસ નિહાળવામાંથી મુક્ત હતી; પણ હું મુક્ત નહોતો. છતાં યે એ ઘડીએ મારામાં એ જોવાની તાકાત પણ નહોતી. વિકરાળ ચહેરાવાળા સિપાઈઓને ઓરડામાં પ્રવેશતા જોઈ મેં મારી આંખો બંધ કરી દીધી અને જ્યાં બેઠો હતો ત્યાં ચુપ બેસી રહ્યો. ઓરડો લૂંટાયો અને અમે પણ લૂંટાયા. આફતનો જ્વાળામુખી ફાટયો હોય તેમાંથી એક વખત બચાય, કે બે વખત બચાય, પણ બચીને પાર કયાંથી ઉતરાય ?

'એક તરફથી પટેલના ઘરમાં ભાંગતોડ ચાલી રહી હતી, અને બીજી તરફથી ઘરનાં બૈરાં અને બાળકો રોકકળ કરી રહ્યાં હતાં. મારી પાસે મારી માતા નિસાસા ઉપર નિસાસા છોડી રહી

હતી. એ બધું સાંભળીને મારા કાન ફૂટી જતા હોય, અને હું પાતાળમાં ઉતરતો જતો હોઉં એમ મને લાગતું. મારી આંખો પણ જાણે સીવાઇ ગઇ લાગી. તે ઉઘાડવાની કે ઉંચું જોવાની મારામાં જરાય હીમ્મત ન્હોતી રહી. નિરાશાનો અંધકાર મને ઘેરી વળ્યો હતો. અને એ અંધકારમાં યમના દૂત-જહન્નમના સત્તાધીશો, તેમના વિકરાળ સ્વરૂપે, મારી આંખો સામે નાચતા મને દેખાતા હતા.

'એ નૃત્યમાંથી નીકળી, કોઇ જમદૂતે તેનો લોખંડી પંજો મારા માથા ઉપર પછાડ્યો હોય તેમ એક લાત મારા ઉપર પડી. કોણે તે મારી તે હુ ન કળી શક્યો. મારી આંખો સામેનો અંધકાર ઓસરી ગયો. વીજળીના ચમકારા જેવો પ્રકાશ બંધ આંખોને દેખાયો. મને તમ્મર આવી અને હું મુર્છામાં પડ્યો. પડતી વખતે, અંતર ચીરી નાંખે એવી કારમી ચીસ માતાએ પાડી હોય એવું કંઇક સાંભળેલું મને યાદ આવે છે.

'મુચ્છિત દશામાં કેટલો વખત હું રહ્યો તેની મને ખબર નથી. ત્યારપછી મારી માતા ઉપર શાં શાં વિતકો વીત્યાં અને એ ઘરના શા હાલ થયા, તેની પણ મને મુદ્દલે ખબર નથી. કલાકો પછી મારી આંખ ઉઘડી ત્યારે મેં જોયું તો હું જંગલમાં એક ઝાડની છાયા નીચે પડ્યો હતો, અને મારી મા, મારા માથા ઉપર હાથ મૂકી, મંદ સ્વરે રોતી પાસે બેઠી હતી. એ જોઇ મારી આંખો ફાટી રહી. પ્રથમ તો એ મેં સાચું જ માન્યું નહીં. મને એમજ થયું કે હું સ્વપ્નું જોઉં છું.

'ત્યાં તો, મને સળવળતો અને મારી આંખો ચાલતા નીરખી માતાએ આક્રન્દ કર્યું: "બેટા, એ સિપાઇઓ આપણને આ જ ગલમાં ફેંકી ગયા છે. તને મારવામાં તેમણે મણા નથી રાખી અને મારી નાલાશી કરવામાં પણ તેમણે પાછું વાળી નથી જોયું. બિચારા પટેલનાં બૈરાંઓ અને બાળકોને

પણ તે સિપાઈઓ બાંધીને ક્યાંક લઈ ગયા. આપણને લઈને થોડા સિપાઈઓ ગામઝાંપા તરફ જતા હતા ત્યારે મેં ગામ-લોકોની બુમો સાંભળી કે 'આગ લાગી છે, માટે ન્હાસી છુટજો.' એ સાંભળી અનુમાન કર્યું કે ગામને લૂંટ્યા પછી ક્રૂર સિપાઈઓએ તેને આગ લગાવી છે. આપણે ઝાંપે પહોંચ્યા ત્યારે મારા નાકમાં ધુમાડો પેસતો જોઈ મને સમજાયું કે ગામ સળગી રહ્યું છે."

"અને આપણને પણ એ ગામની સાથે જ સળગાવી મૂક્યા હોત તો!" મારાથી ન રહેવાયું હું ભૂલી ગયો કે ખુદાની રચના અકળ છે. તેણે અમારે માટે હજી કેટલીયે આફતો નિર્માણ કરી રાખી હશે! એમ અમને તે કેમ છુટકારો આપે?

'હવે મારી આંખો સાવ ઉઘડી હતી. હું જંગલમાં પડયો હતો અને મારી મા પાસે બેઠી બેઠી ચોધાર આંસુએ રોતી હતી તે સ્વપ્ન ન્હોતું: સત્ય હકિકત હતી. સ્વપ્ન તો અમે શહેનશાહના સંતાન હતાં અને દિલ્હીના રાજમહેલમાં સ્વર્ગીય વૈભવ અને સુખચેનમાં ઉછર્યાં હતાં એ વાત હતી. જંગલમાં અમે એકલાં અને આધાર વિનાનાં–ભૂખ્યાં અને તરસ્યાં–લાચાર દશામાં પડયાં હતાં એ સ્વપ્ન ન્હોતું; પણ અમારી તહેનાતમાં અનેક દાસદાસીઓ ઝુકતી અને અસંખ્ય માણસોની કુર્નિસ અમે હંમેશાં ઝીલતાં, તેમજ આંખો મીંચીને દાનમાં દ્રવ્યના ભંડાર આપી દેતાં એ સ્વપ્ન હતું. કાજી સાહેબ, આજે યે આંખો મીંચીને ભૂતકાળમાં નજર કરૂં છું, ત્યારે મારૂં શાહજાદા તરિકેનું પૂર્વજીવન મને સ્વપ્ન લાગે છે, અને એ અંગ્રેજ સિપાઈઓને હાથે જે ત્રાસ અને જૂલ્મ સહ્યા છે, અને જંગલમાં જે હાડમારીઓ અનુભવી છે, તે જીવનનો જીવતો, ગઈ કાલેજ બનેલો સત્ય પ્રસંગ લાગે છે.

મેં ચોમેર નજર કરી. ઉજ્જડ વગડામાં ક્યાંક ક્યાંક વૃક્ષો દેખાયાં. એ સિવાય ત્રાસ આપતી વેરાનતા જ દેખાતી હતી.

સૂર્ય માથા ઉપર ઉભી અગ્નિ વરસાવતો હતો. એ બહારના અગ્નિથી શરીર બહારથી સળગી રહ્યું હતું, અને પેટમાં ભૂખે લાહ્ય લગાડી હતી. પાણીની તરસ પણ ત્રાસ આપે એટલી તીવ્ર બની હતી. પણ શરીરમાં જરાએ તાકાત ન્હોતી રહી. મારી કમભાગી જાત ઉપર શ્રાપ વરસાવતો હું પડયો રહ્યો. માતા પણ ચુપ બેસી રહી. માત્ર તેની આંખોમાંથી અશ્રુપ્રવાહ અવિરત ચાલ્યો જતો હતો.

'પછી તો એક બનાવ એવો બની ગયો કે જેને વિચારે અત્યારે યે મારી વૃદ્ધ આંખોમાંથી આંસુની ધારા ચાલે છે. કોઇ ક્રૂર લૂંટારાએ આવી મારી માનો જીવ લીધો.

'સાંભળનાર સાચી ન માને, કે મનુષ્યની બુદ્ધિ જેને વાસ્તવિક તરિકે ન સ્વીકારે એવી તે ઘટના હતી. હું અશક્ત દશામાં પડયો હતો. પાસે માતા રૂદન કરતી બેઠી હતી. ત્યાં બીહામણી કાયાવાળો એક લુંટારો અમારી પાસે આવ્યો. પાતાળમાંથી તે નીકળ્યો હોય એમજ મને લાગ્યું. તેણે બળાત્કારે અમારાં બધાં લુગડાં ઉતારી લીધા. મારી કે મારી માના અંબ ઢાંકવા માટે પણ તેણે લુગડાનો ટુકડો સરખો યે ન રહેવા દીધો. એ લુંટારો અમને સાવ નગ્ન દશામાં છોડી, તેને માર્ગે ચાલ્યો ગયો. માનવી આટલો નિષ્કરૂણ બની શકે છે તેની, કાજી સાહેબ, આપને કલ્પના પણ નહીં આવી શકે. પણ એ વખતે દિલ્હીની આસપાસ બેકારીને કે ભુખમરાને કારણે, કે લોકો ઉપર ખુદાનો ખોફ ઉતર્યો હતો તે કારણે, એક એવી લૂટારા કોમ જાગી હતી કે જે આટલી નિર્દય બની, આવા અત્યાચારો ગુજારતી. માણસના સ્વરૂપમાં જાણે સેતાનો જ એ પ્રદેશમાં એ કાળે ભટકતા અને ત્રાસ વર્તાવતા.

'મારી માતાથી આ ન સહી શકાયું. એ અંધ માતાના અંતરમાંથી આકાશ ફાડી નાખે એવી કારમી ચીસ ફુટી પડી..

કારમી ચીસો પાડતી અને પોક પોક રોતી માતાએ જમીનમાં માથાં પછાડયાં. તેનું હૃદય ફાટી પડયું. તેનો આત્મા ખોળીયું છોડી ચાલી નીકળ્યો. માતાનું શરીર ઢગલો થઇને નીચે પડયું. મેં તેની છાતી ઉપર હાથ મૂકયો, હાથ હાથમાં લઇ નાડી તપાસી, માતાને ખુબ બોલાવી, અનેક સાદ કર્યા, તેના શરીરને હલાવ્યું ચલાવ્યું; પણ ન તો માતાએ જવાબ દીધો કે ન તો શરીર સળવળ્યું. સાચે જ મારી મા મને મૂકીને ચાલી ગઇ હતી !

'મારાથી આ દશ્ય ન જોવાયું. લોઢાના રસમાં મને જમદૂતો નાખતા હોય એટલી વેદના થઇ; પણ આખરે મારું હૃદય આદમીનું હૃદય હતું. તે બંધ ન પડી ગયું. મારા ભાગ્યમાં આપની પાસે આવી આ વીતકોની કથની કહેવાની લખી હતી, એટલે હું ન મરી ગયો.

'મારી મા જેવી ધર્મપરાયણ નારીની આખર ખુદાએ આવી કેમ ઠરાવી એ જ મને નથી સમજાતું. તે કમોતે મરી અને તેના મુડદાને ન તો કબર મળી કે ન તો છેલ્લા સંસ્કાર થઇ શકયા.'

શાહજાદાનો તેની માતાના મૃત્યુનો કરૂણ વૃત્તાન્ત સાંભળી કાજી સાહેબનું દિલ દ્રવી ઉઠયું અને અતિ રસપૂર્વક આખી કથની સાંભળી રહેલાં તેમનાં પત્નીની આંખોમાં આંસુ ઉભરાયાં. શાહજાદા ઝફરની આંખો પણ સજળ બની. તેના અવાજમાં ડુસકાં અને નિશ્વાસ સ્પષ્ટ સંભળાવા લાગ્યાં. જાણે તે ઘડીએ જ વેરાન જંગલમાં એ શબની પાસે બેસી, તે તેની પ્રિયતમ માતાને છેલ્લી આંસુની અંજલિ ધરતો હોય, તેમ તેના વૃદ્ધ અને દુઃખથી ખરડાએલા ચ્હેરા ઉપર શોકની ઘેરી છાયા પથરાઇ રહી. છતાં, તેણે આંસુના પૂરને અને લાગણીઓના ધસારાને રોકી, તેને દર્દમય વૃત્તાન્ત આગળ ચલાવ્યો:

'ખુદા મારા ઉપર જે આફતો ઉપર આફતો વરસાવતો હતો, તે સજા વિના મારે છુટકો જ નહોતો. મારી માતાના નગ્ન શબની છેલ્લી વિધિ કરવા, મારા અશક્ત શરીરમાં જે કંઇ તાકાત અને હીમ્મત રહી હતી તેને ભેગી કરી, હું ઉભો થયો. મારી પોતાની નગ્ન કાયાને જોઇને, મને પૃથ્વીમાં સમાઇ જવા જેટલી શરમ થતી હતી. મારી માતાના શબ સમક્ષ મારે એ સ્થિતિમાં ઉભી, એટલી બેઅદબીના ગુન્હેગાર બનવું પડ્યું, એ વિચારે આજે યે મને એટલો ત્રાસ થાય છે કે મારા આ જન્મ પછી, એ પાપની શિક્ષા તરિકે, જહન્નમની અસહ્ય યાતનાઓ સહ્યા વિના મારો આરો નથી એમ જ મારા મનમાં ઉંડો ધ્રાસકો પડે છે. અને કાજી સાહેબ, ઉંચામાં ઉંચા મુલાયમ રેશમી ચીરોથી આ કાયાને વર્ષો સુધી શણગાર્યાં પછી, એક દિવસ આબરૂ ઢાંકવા પૂરતો પણ લુગડાનો ટુકડો આ ભાગ્યમાં નહીં રહે, એ કલ્પના યે બહુ વસમી લાગે છે. ઓ ખુદા, આવી કસોટીએ કોઇ માનવીને, રે બાપના દુશ્મનને યે મૂકીશ મા! જીન્દગી સુધી તારી સાફ દિલથી બંદગી કરનાર, અને તારા જ નામમાં દુનિયાનાં બધાં દુઃખો સામે આશ્વાસન શોધનાર તારા આ વૃદ્ધ બાળકની એટલી આજીજી છે.

'મેં પાસે જ, એક ઝાડ નીચે, કમતાકાત હાથેથી ખોદી શકાય એટલો ઉંડો ખાડો ખોદ્યો, અને મારી માના શબને સંભાળથી ઉપાડી, તે ખાડામાં સુવાડ્યું. તેના ઉપર પત્થરો ગોઠવી ધુળ દાબી અને જમીન સરખી બનાવી દીધી. મારી મા—બહાદૂરશાહ બાદશાહની મોટી ભાભીને કફન ન મળ્યું, જનાજો ન મળ્યો, તેની મૈયત ન નીકળી કે તેને કબર ન મળી!

'માતાના શબની અંતિમ ક્રિયાઓ કરી, પાછો હું નિશ્ચેતન થઇને નીચે પડ્યો. મારી આંખોમાંથી પાછી આંસુની ધાર ચાલવા માંડી. સૂર્ય મધ્યાકાશથી નીચો ઉતરવા માંડ્યો અને

એ વેરાન જંગલ મને બિહામણું લાગવા માંડયું. મારો જીવ પણ થોડા વખતમાં ઉડી જશે, અને મારા શબને તો ખાડો યે નહીં મળે, તે તો જંગલના ગીધ અને સમડીઓનો જ શિકાર બનશે, એવું ઘોર દર્શન મને થવા લાગ્યું. મને હાંફ ચડી. એ જાણે મારા છેલ્લા જ શ્વાસ હોય એમ મને થયું. પળે પળે મારામાંથી પ્રાણ ચાલ્યા જતા હતા; હું વધારે ને વધારે નિશ્ચેતન બનતો જતો હતો; એ દશામાં, થોડી વારે હું પાછો મુર્ચ્છામાં પડયો : મને ઝોખો આવ્યો. એ મરણનો આગમનસૂચક છે એવી ભીતિ મને કયારની યે લાગી ગઇ હતી.

'સાંજના શીતળ વાયુએ મારી આંખ ઉઘાડી, ત્યારે મને ભાન આવ્યું કે હું હજી મરી નથી ગયો, પણ મરણતોલ દશામાં જીવું છું. ત્યા ખુદાની કોઇ કરામતને આધારે એક ઘોડેસવાર મારી પાસેથી નીકળ્યો. મને પડેલો જોઇને તેને દયા આવી, અને તેણે ઘોડાની લગામ ખેંચી. મેં ગુંગળાતા અવાજે, મારી કહાણી ટુંકામાં તે ભલા સવારને કહી, અને તેટલા શ્રમથી, એ દિવસના ભૂખ, તરસ અને થાકને કારણે મારી આંખો પાછી મીંચાઇ ગઇ.

'મેં પાછી આંખો ઉઘાડી, ત્યારે મને દેખાયું કે તે ઘોડેસ્વારના ખોળામાં હું સૂતો છું : મારા શરીરની આસપાસ તેનો ઝરીનો સુંવાળો સાફો વીંટળાયો છે. ઘોડો ધીમો ધીમો ચાલ્યો જાય છે. સવાર તેની આંખો મારા મ્હોં ઉપર થંભાવી, મારી સામું જ જોઇ રહ્યો છે, અને તેની આંખોમાંથી મારા ઉપર કરૂણાનાં અમૃત વરસી રહ્યાં છે. કોઇ નિરાધાર રમણીનું એક શૂરવીર અને પ્રેમાંકિત પુરૂષ જેટલું જતન કરે, તેટલું જતન આ સવાર મારૂં કરતો હતો એવી મારા ઉપર પ્રથમ અસર થઇ.

"જરાયે ફીકર કરશો નહીં. તમે નિરાંતે આંખો મીંચીને આરામ લ્યો. ખુદાની રહેમથી થોડા દિવસમાં તમને બરાબર આરામ આવી જશે. આપણું ઘર આ આવ્યું." એમ તેણે મને તેના મીઠા અને ભાવથી ઉભરાતા સ્વરથી આશ્વાસન આપ્યું.

'તેના ભાવ અને હુંફથી, સાંજના પ્રાણપ્રેરક વાયુથી, તેમજ માથા ઉપરથી ચિન્તાનાં વાદળો વિખરાયાં છે અને હવે એક પાલક મળ્યો છે એ સુખથી, મારા શરીરની અશક્તિ જવા માંડી. મારી આંખો મેં મીંચવા માંડી પણ તે ન મીંચાઈ. તેણે ઉઘાડી રહી, ચોતરફનું સૃષ્ટિસૌન્દર્ય નીરખી, તેમાંથી નવું ચેતન મેળવવા માંડ્યું. ઘડીભર હું મારી માતાના થોડા જ કલાક પહેલાના મૃત્યુની ઉપાધિ અને મારા દિલ્હીત્યાગ પછીના દુઃખી જીવનની વિપત્તિ સાવ વીસરી ગયો.

'ગામ દીવાઓના પ્રકાશથી પ્રકાશી રહ્યું હતું, અને માર્ગો ઉપર થોડા થોડા માણસો ઘર તરફ જતા દેખાતા હતા, તે વખતે, રાત્રિના નવેક વાગ્યાને આશરે, અમે ગામમાં પેઠા અને પાંચેક મિનિટ ગામના મુખ્ય રસ્તા ઉપર ઘોડો ચલાવ્યા પછી, અમે એક આલેશાન મકાન પાસે આવી પહોંચ્યા. અને ઘોડો, સવારે લગામ ખેંચ્યા વિના, ઉભો રહી ગયો. નોકર જેવો એક માણસ દરવાજે ઉભો હતો, તેણે આગળ આવીને લગામ પકડી લીધી, અને સવારે સંભાળથી મને નીચે ઉતારી, પોતે નીચે પગ મૂક્યો. તેનો હાથ ઝાલી હું તેની સાથે અંદર ગયો અને અમે બન્ને દિવાનખાનાના ઓરડામાં બેઠા. તેણે મારા માટે ઉપરની અગાશીમાં પથારી કરવાની નોકરને આજ્ઞા કરી. મને સમજાયું કે આ ઘોડેસવાર એ આ મકાનનો માલિક હતો. તેના વૈભવ અને ખાનદાની જોતાં તે મને અમીર જેવા લાગ્યા. ખુદાએ પાછો મને અમીરની હવેલીમાં મૂક્યો તે માટે પ્રથમ તો અહેસાનના ભારથી મારૂં હૈયું દબાવા લાગ્યું; પણ બીજે જ વિચારે મારી નજર

સમક્ષ દિલ્હીનો લાલ કિલ્લો, અને ત્યાંના બાદશાહી વૈભવ અને તેના પછી દિલ્હીત્યાગ અને એ કારમા દુઃખોની પરંપરા દેખાયાં. તત્કાળ હું વિચારમાં ડૂબી ગયો કે આ સુખની પાછળ પણ આવાં જ વસમાં દુઃખો તો નથી સર્જાયાં ને ?

'તે પતિયાલાના જમીનદાર હતા. તેમના પૂર્વજોએ મારા પૂર્વજોના વિજયોમાં સેવા સમર્પી, બદલામાં વરદાન પામી આ જમીનો મેળવેલી. એ જમીનમાંથી આજે આ સાહ્યબી ખડી થયેલી.

'જમીનદારે તો ખાસ કરીને દયાધર્મથી પ્રેરાઇ અને મારા કોઇ પુણ્યના પ્રતાપે મારા પ્રત્યે ખેંચાઇ, મને તેનો આશ્રિત બનાવેલો; પણ મારા દિલમાંથી કેમે કરીને એ ભાવ ખસતો નહીં કે મોગલ શહેનશાહના ભત્રીજાને આજે તેના જ એક જમીનદારનો આશ્રય લેવાની ઘડી આવી છે. જમીનદારની મારા ઉપર અનહદ પ્રીતિ અને મમતા વરસતાં, છતાં કેટલીયે વખત મન સ્વસ્થ ન હોવાને કારણે, અને ભૂતકાળ આંખો પાસેથી ભૂંસાતો ન હોવાને લીધે, એ પ્રીતિ અને મમતાનું સુખ હું માણી શકતો નહીં.

'જમીનદારને ત્યાં હું બે માસ રહ્યો. મારા શરીરમાં જે અશક્તિ આવી ગયેલી, તે ચાલી ગઇ. ચ્હેરા ઉપર જે નિસ્તેજતા અને માંદગીની ફીક્કાશ વ્યાપેલી તેને બદલે તેજસ્વિતા પ્રગટી. રાજકુમારની કાન્તિ અને રૂપ પાછાં મારામાં દેખાવા લાગ્યાં.

'જમીનદારને ઘેર સમૃદ્ધિની છોળો ઉડતી. તેમને ત્યાં હું જીન્દગીભર રહું તો યે તેમને એ બાબતમાં જરાયે સંકોચ ન જ થાય એમ મને નિરંતર લાગતું. એ છતાં મારૂં દિલ વૈરાગ્ય તરફ જતું હતું. આ જીંદગીમાં, સુખ અને દુઃખના ઝપાટાબંધ પલટાતા રંગો જોઇને, અને બધી વસ્તુઓની ક્ષણભંગુરતા અવલો-

કીને મને ખુદાની બંદગી એ એક જ, સત્ય, સુખદાયી અને સનાતન વસ્તુ હોય એમ પ્રતીત થતું હતું. મારૂં મન મક્કા અને મદિના તરફ ખેંચાતું હતું. જમીનદારનો ખુબ આગ્રહ છતાં. મેં ફકીર થવાનો નિશ્ચય કર્યો અને એક પ્રભાતે, માત્ર ત્રણ લીલાં લુગડાં લઇ હું એ જમીનદારને ઘેરથી ચાલી નીકળ્યો.

'ભીખ માગતો અને ભટકતો હું મુંબઇ પહોંચ્યો. ત્યાંથી ખેરાતી કાફલાની સાથે મક્કા ચાલ્યો ગયો. ત્યાં દશ વરસ વીતાવ્યાં. ત્યાંથી મદિના શરીફ ગયો. ત્યાંથી શામ અને બૈતુલ મુકદસની યાત્રાઓ કરી, હલબ થઇને, બગદાદ શરીફ ગયો ત્યાં બે સાલ વીતવી. ત્યાંથી ખેરાતી કાફલાની સાથે પાછો કરાંચી ઉતર્યો અને પછી ભટકતો અને ભીખ માગતો દિલ્હી પહોંચ્યો.

'વીશ વર્ષના વિદેશવાસ પછી દિલ્હી જોયું તો તેમાં અજબ ફેર દેખાતો હતો. મારી આંખોમાં યે ફેર પડી ગયો હતો. મારી લાગણી તવારૂને વિશુદ્ધ બની ગઇ હતી. ક્રોધ અને રોષના ભાવ શમી ગયા હતા. ખુદાની ભક્તિ સિવાય મને કોઇ વાતમાં રસ પડતો નહીં.

'દિલ્હી જોઇ તેની પાસેના એક ગામડામાં હું ગયો. ત્યાં નદીને કાંઠે એક મઢુલી બાંધી, અને તેમાં વસવાટ કર્યો. મારામાં ગામલોકોની શ્રદ્ધા બેસવા માંડી અને એક વરસમાં તો મેં તેમનો એટલો પ્રેમ જીત્યો કે હંમેશ સાંઝે નાના મોટા આદમીઓ મારી મઢુલીએ આવી બેસવા લાગ્યા અને કુરાને શરીફનું શ્રવણ એક ધ્યાને કરવા લાગ્યા.

'વર્ષો સુધી ખેરાતના રોટલા ઉપર અને બીજાની રહેમ ઉપર શરીર નભાવ્યા પછી મને એક દિવસ એમ થયું કે મારો રોટલો મારે જ રળવો જોઇએ. સાઠ વર્ષની વૃદ્ધ ઉમરે મેં એક નાનું ખેતર લીધું અને તેમાં સાંતીડું ચલાવવા માંડ્યું. એ

ખેતરમાંથી હું મારો રોટલો રળવા લાગ્યો. કુરાને શરીફનો પાઠ હું સદા વહેલી સવારમાં કરી લેતો; અને ખુદાની બંદગી કોશ હાંકતાં કે સાંતીડું ચલાવતાં પણ કરી શકતો. પણ કુરાને શરીફનું શ્રવણ કરવા ગામલોકોની જે મેદની મારી મહુલીએ ઊભરાતી તે સ્વપ્નની વાત બની ગઈ.

'વર્ષો સુધી ખેતી કરી. પછી એક ચોમાસામાં એવું જબરદસ્ત પૂર આવ્યું કે મારી મહુલી અને મારું ખેતર સાવ ધોવાઈ ગયાં. દિલ્હી જવાનું મન થયું અને હું ગામડું છોડી દીલ્હી ગયો. ત્યાં એક પરામાં નાની ઝુંપડી ભાડે લીધી અને તેમાં વસ્યો.

'પ્રથમ, નવી બંધાતી રેલ્વે ઉપર ટોપલીઆ તરીકે મજુરી કરવા માંડી. પછી ઈંટોના કારખાનામાં વધારે મજુરીથી ખેંચાઈ જવા માંડયો અને મજુરોના સમાગમમાં જીન્દગીના છેલ્લા દિવસો વીતાવવા માંડયો. મારી ધર્મપરાયણતાની તેમના જીવન ઉપર મારા સહવાસથી સીધી અસર થાય છે એ જોઈ મને આનન્દ થતો.

'હવે મારા કાનના દેવતા ઉડી ગયા છે; અને આંખો સાવ નબળી પડી ગઈ છે. મારૂં આખું શરીર પણ અશક્ત બનતું જાય છે. એ જોઈને, મારા સાથી મજુરો મને મજુરી છોડી નિવૃત્તિ સેવવા આગ્રહ કર્યા કરે છે. પણ મને એ રૂચતું જ નથી. કુરાને શરીફના પાઠે અને વર્ષોના સતત ચિન્તને મારી બધી ઇચ્છાઓનો અને વાસનાઓનો વિચ્છેદ કર્યો છે. માત્ર એક જ ઇચ્છા રહી છે કે જીન્દગીના અંત સુધી હું મારી પોતાની મજુરીમાંથી મારો જીવનનિર્વાહ કરી શકું. ખુદા મારી એ ખ્વાહેશ પૂરી કરે અને મને એ સ્થિતિમાં જ તેના ચરણમાં ખેંચી લ્યે એવી મારી અહર્નિશ બંદગી છે.

'કાજી સાહેબ, આ મારી જીન્દગીની કથની છે. ખુદા સૌનું ભલું કરો."

શાહજાદાનો જીવનવૃત્તાન્ત પુરો થયો. કાજી સાહેબ અને તેમનાં પત્ની સ્થિર નજરે શાહજાદા સામું જોઇ રહ્યા. વૃદ્ધ શાહજાદો નીચું જોઇ બેઠો હતો. તેની આંખોમાંથી પાણી આવ્યાં જતાં હતાં. લાગણીવાળા કાજી સાહેબ અને તેમનાં પત્નીની આંખો પણ સજળ દેખાતી હતી.

થોડી પળની શાન્તિ પછી કાજીએ શાહજાદાને પૂછી જોયું કે તેની અંગ્રેજ સરકાર પાસેથી પેન્શન મેળવવાની ઇચ્છા હોય તો પોતે ગોઠવણ કરી આપે. શાહજાદાએ શિર ઝુકાવી, અહેશાન સ્વીકારી, એની ના પાડી. કાજીએ, શાહજાદાને પોતાની સાથે પોતાને બંગલે રહેવાનું કહ્યું. શાહજાદાએ તેનો પણ અસ્વીકાર કર્યો.

બે દિવસ કાજી સાહેબની સાથે, તેમના અતિ આગ્રહને વશ બની, શાહજાદો રહ્યો. અને પછી પાછો તેના મજુર સાથીઓની વચ્ચે રહેવા ચાલ્યો ગયો.

ત્યારપછી તે કેટલાં વર્ષો જીવ્યો અને તેના છેલ્લા દિવસો કેવા ગયા, એ કોઇ નથી જાણી શકયું.

# સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણીનાં પુસ્તકો

---

**વર્ષ ૧લું**

| પુસ્તક | કિંમત |
|---|---|
| કુરબાનીની કથાઓ ... ... ... ... | ૦—૮—૦ |
| એશીયાનું કલંક ( બીજી આવૃત્તિ ) ... ... | ૦—૮—૦ |
| ડોશીમાની વાતો ( „ „ ) ... ... | ૦—૮—૦ |
| રાણા પ્રતાપસીંહ ( સચિત્ર ) ... ... ... | ૦—૧૨—૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ( ભાગ ૧ લો ) ... ... ... | ૧—૮—૦ |
| રાજમુગટ ... ... ... ... | ૦—૧૨—૦ |

**વર્ષ ૨જું**

| પુસ્તક | કિંમત |
|---|---|
| ગેરીબાલ્ડી ... ... ... ... ... | ૦—૧૦—૦ |
| રાજારાણી ... ... ... ... ... | ૦—૧૦—૦ |
| સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ૨ જો ) ... ... ... | ૧—૪—૦ |
| બે બાળ નાટકો ... ... ... ... | ૦—૬—૦ |
| બુઝાતો દીપક ( ભાગ ૧ લો—બીજી આવૃત્તિ છપાય છે) ... | ૦—૮—૦ |
| કાન્તના નાટકો ... ... ... ... | ૧—૦—૦ |
| રઢીયાળી રાત (ભાગ ૧ લો—બીજી આવૃત્તિ) ... ... | ૦—૮—૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ( ભાગ ૩ જો ) ... ... ... | ૧—૮—૦ |

**વર્ષ ૩જું**

| પુસ્તક | કિંમત |
|---|---|
| દેશબંધુ ( સચિત્ર ) ... ... ... ... | ૧—૦—૦ |
| રઢીયાળી રાત ( ભાગ ૨ ) ... ... ... | ૧—૦— |
| ઝંડાધારી ... ... ... ... ... | ૦—૮— |
| દાદાજીની વાતો ... ... ... ... | ૦—૮— |
| કુમારનાં ત્રી રત્નો ... ... ... ... | ૧—૦— |
| બુઝાતો દીપક ( ભાગ ૨ જો ) ... ... ... | ૦—૮— |
| સૌરાષ્ટ્રની રસધાર ( ભાગ ૪ થો ) (ઓગસ્ટ '૨૬માં બહાર પડશે.) | ૧—૮— |

વાર્ષિક આશરે ૧૫૦૦ પૃષ્ઠ : લવાજમ રૂા. ૫-૦—૦ પરદેશમાં રૂા. ૭-
પાકાં પુંઠાનાં ગ્રાહકને માટે : ...રૂા. ૭—૮-૦ „ રૂા. ૯—

**સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી : રાણપુર—B. [illegible]. Ry-કાઠિ**